# અસહકાર

## મહાત્મા ગાંધીજીનાં ભાષણો અને લેખો

રાષ્ટ્રીય સાહિત્ય મંડળ



મૂલ્ય ૭ આના

# અસહકાર

## મહાત્મા ગાંધીજીનાં ભાષણો અને લેખો.

સંવત ૧૯૭૬

આવૃત્તિ ૧ લી          પ્રત ૫,૦૦૦.

રાષ્ટ્રીય સાહિત્ય મંડળ

અમદાવાદ.

આ પુસ્તક પૃષ્ઠ ૧ થી ૩૨ અમદાવાદ રીચીરોડ પર આવેલા ધી ભારત આર્ટ પ્રિન્ટિંગ વર્કસ લીમીટેડમાં કનૈયાલાલ ચુનીલાલ જાનીએ છાપ્યું અને બાકીનું પુસ્તક **અમદાવાદ** જમાલપુર રોડ પર આવેલા ધી "નટવર" પ્રિન્ટિંગ પ્રેસમાં **ભોગીલાલ નારણદાસ કોઠીવાળાએ** છાપ્યું. અને રા. ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકે **અમદાવાદ** મિરજાપુર રોડ પરના એમના મકાનમાં પ્રસિદ્ધ કર્યું.

# નિવેદન.

સેંટ્રલ ખીલાફત કમીટી અને રાષ્ટ્રીય મહાસભાએ સરકારની સામે અસહકાર કરવાનું જે ફરમાન બ્હાર પાડ્યું છે તે મુજબ આખા હિંદુસ્તાનમાં અસહકારની ચળવળ ચાલી રહી છે. તેનો વધારેમાં વધારે સરસ દાખલો હાલ ગુજરાત આપે છે. ગુજરાતમાં ધારાસભાનો બહિષ્કાર વધારેમાં વધારે સંપૂર્ણ થશે એમ અત્યારે લાગે છે. ગુજરાત વિદ્યાપીઠ સ્થાપીને અને અનેક શાળાઓને રાષ્ટ્રીય બનાવીને, તેમજ નવી શાળાઓ પણ ઉપજાવીને ગુજરાતે રાષ્ટ્રીય કેળવણીના પ્રબંધમાં આગેવાની લીધી છે. અદાલતોના બહિષ્કારનો અને લવાદ કોર્ટોની સ્થાપનાનો અખતરો ગુજરાત થોડાજ વખતમાં શરૂ કરશે એવી ઉમેદ છે. સ્વદેશી પ્રવૃત્તિ પણ વેગથી આગળ ધપે છે. આમ અસહકારનો કાર્યક્રમ સર્વાંગે સિદ્ધ કરવાને ગુજરાતે કમર કસી છે, તે વખતે તે હીલચાલનું શુદ્ધ સ્વરૂપ ગુજરાતની પ્રજા સમજે અને તેથી વળી તેનો ઉત્સાહ અને શક્તિ વૃદ્ધિ પામે એ હેતુથી મહાત્મા ગાંધીજીએ અસહકાર વિષે તાજેતરમાં આપેલાં ભાષણો ને લખેલા લેખો અત્રે રજુ કરવામાં આવે છે.

**મહાત્મા ગાંધીજીનાં અંગ્રેજી ભાષણોનો તરજુમો અને આ પુસ્તક છપાવવાને અંગે તમામ કામ અનેક મુશ્કેલીઓ અને વ્યવસાયો વચ્ચે કરવું પડયું છે, તેથી તેમાં જે કંઇ ત્રુટીયો રહી ગઈ હોય તે વાચકવર્ગ નભાવી લેશે. ભાષાંતરના કાર્યમાં રા. રામનારાયણ વી. પાઠકે અને પુસ્તકને તૈયાર કરવાના સંગ્રહકાર્યમાં રા. ભીમજીભાઈએ જે સહાય આપી છે તે માટે તેમનો આભારી છું.**

**ઇન્દુલાલ કનયાલાલ યાજ્ઞિક.**

# અનુક્રમણિકા.


| | | | |
|---|---|---|---|
| ૧ | રાવળપીંડીનું ભાષણ. | ... પૃષ્ઠ | ૧ |
| ૨ | મદ્રાસનું ભાષણ. | ... ,, | ૮ |
| ૩ | ત્રીચીનાપલ્લીનું ભાષણ. | ... ,, | ૨૯ |
| ૪ | બેજવાડાનું ભાષણ. | ... ,, | ૩૭ |
| ૫ | અમદાવાદનું ભાષણ. | ... ,, | ૪૬ |
| ૬ | કોંગ્રેસનું ભાષણ. | ... ,, | ૫૮ |
| ૭ | કોંગ્રેસમાં છેલ્લો જવાબ | ... ,, | ૬૮ |
| ૮ | નોન–કોઓપરેશન. | ... ,, | ૮૧ |
| ૯ | આપભોગનો ધર્મ. | ... ,, | ૮૩ |
| ૧૦ | અસહકાર. | ... ,, | ૮૬ |
| ૧૧ | ગુજરાતની ફરજ. | ... ,, | ૯૨ |
| ૧૨ | કાઉન્સિલનો બહિષ્કાર. | ... ,, | ૯૭ |
| ૧૩ | તલવારનો ન્યાય. | ... ,, | ૧૦૧ |
| ૧૪ | અદાલતો અને નિશાળો. | ... ,, | ૧૦૮ |
| ૧૫ | ત્રણ મોહ. | ... ,, | ૧૧૩ |
| ૧૬ | સુરતનું ભાષણ. | ... ,, | ૧૧૭ |
| ૧૭ | રાષ્ટ્રિય મહાસભાનો અસહકાર વિષે ઠરાવ | ... ,, | ૧૨૫ |
| ૧૮ | ગુજરાત રાજકીય પરિષદનો ,, ,, | ... ,, | ૧૩૦ |




# અસહકાર.



## રાવળપિંડીનું ભાષણ.



સેન્ટ્રલ ખિલાફત કમિટિ તરફથી અસહકારની ચળવળ તા. * લી ઓગસ્ટ, ૧૯૨૦ ના રોજ શરૂ કરવામાં આવી તે પહેલાં થોડા દિવસ આગમજ મહાત્મા ગાંધીજીએ રાવલપિંડીમાં જે ભાષણ આપ્યું હતું-તેનો અહેવાલ તા. ૧૫ ઓગસ્ટ, ૧૯૨૦ ના નવજીવનમાંથી નીચે ઉતાર્યો છે.

"હિંદુઓ સમજતા હોય કે ૭ કરોડ મુસલમાન અમારા હમવતની છે, અને તેમની સાથે દુશ્મનાઇ કરીને તેઓ નથી રહી શકતા તો તેઓ સમજશે કે તેમની ભારે મોટી ફરજ છે કે મુસલમાનોની સાથે રહીને જીવવું અને તેમની સાથે મરવાનો તેમણે નિશ્ચય કરવો. હું તાળીઓના અવાજ નથી ચાહતો, હું જલસા નથી જોવા માગતો, હું તો 'અમલી કામ' માગું છું. હિંદુઓ પોતાની ફરજ ભૂલીને કુરબાનીમાં ભાગ ન લે તો હું તેમને કહીશ કે જેમ મુસલમાન ધર્મ જોખમમાં આવ્યો તેમ કોઇવાર હિંદુધર્મ પણ જોખમમાં આવે. યુરોપમાં મિત્રરાજ્યના પ્રધાનો સમજે છે કે યુરોપમાંથી મુસલમાનોના પગ કાઢી શકાય છે તેમ કોઇ દીવસ તેઓ એમ પણ ઈચ્છે કે હિંદુઓને ગુલામ બનાવી શકાય તો સારૂં. આપણને લાજમ છે કે જો મુસલમાન ભાઈ પોતાના ઇમાન અને દીન ઉપર કાયમ રહીને કુરબાની કરવા તૈયાર હોય તો હિંદુસ્તાનની આઝાદી માટે મુસલમાનોની સાથે ઉભા રહેવું."

## તલવાર મ્યાનમાં રાખી કુરબાની કરો.

આગળ ચાલતાં તેમણે વિજય મેળવવાનો માર્ગ એક માત્ર કુરબાની છે એમ કહી કુરબાનીનું સ્વરૂપ સમજાવ્યું.

“ ૩૦ વર્ષ થયાં હું મુસલમાન ભાઇઓને જાણું છું. હું આફ્રીન છું કે મુસલમાન ભાઇઓ હિમતનું કામ કરી શકે છે, બહાદુરી કરી શકે છે. મેં એમ પણ જોયું છે કે તેઓએ ઘણીવાર ભારે કામ કીધાં છે તે કેવળ ગુસ્સાના જોશમાં આવીને. અને ગુસ્સો પૂરો થયે તેમની તાકાતનું જોશ પણ પુરૂં થાય છે. આ લડતમાં કુરબાની આપવા માટે આપણે તો જે સલ્તનતની સાથે લડી રહ્યા છીએ તે સલ્તનતની કાબેલિઅત મેળવવાની છે. તે સલ્તનતના સિપાઇઓ ગુસ્સો ભૂલી તાલીમથી, હોંશીઆરીથી, બહાદુરીથી લડત ચલાવે છે. તેમની સામે તમારે ઉભા રહેવું હોય તો તમારે હોંશીઆરી, બહાદુરી અને તાલીમ કેળવવી જોઇએ. ગુસ્સામાં આવીને તમારા સરદારના હુકમને તમે તાબે ન થાઓ તો તમને ફતેહ નહિ મળે. ગુસ્સામાં આવવાથી ઘણાં કામોનો ઇન્સાફ નથી મળી શકયો. ખુદા તેજ માણસને ઇન્સાફ આપે છે જેનામાં તદબીર છે, હિંમત છે, સાચે રસ્તે કામ લેવાની શકિત છે, પણ ગુસ્સો નથી. રાવળ-પિંડીમાં હિંદુ મુસલમાન ભાઇઓનું જોર પણ છે. તેઓ ટંટાની પણ ઠીક તાકાત રાખે છે. તેઓને હું વીનવું છું કે કુરબાનીની તાકાત મેળવો. હું ફરીથી કહું છું કે આ કુરબાની તલવાર ખેંચવાની નથી. તલવાર ખેંચવામાં મુસલમાન શૂરા છે. હું તેમની તલવાર મુબારક ગાઉં છું. પણ તેમને સમજાવવા માગું છું કે તલવાર વાપરવાની તાકાત જોઇતી હોય તો તમારે મ-

રવાની પણ તાકાત જોઈશે. પંજાબી તલવાર ખેંચી જાણે છે. હું તેને બાહુતી તલવાર કહું છું. હું એ તલવારથી કોઈને ડરાવી નથી શકતો. તમારી તલવાર, તમારા કરતાં વધુ કુશળતાથી તલવાર વાપરનારની સામે નકામી થઈ પડે છે અને તમારા હાથમાંથી તલવાર ગઈ કે તમે નકામા થઈ પડો છો. તમે તમારી તલવાર મ્યાનમાં રાખીને લડી શકો એવો રસ્તો મેં શોધી કાઢયો છે. મને લાગે છે કે તમે તલવાર વાપરશો તો હારશો એટલુંજ નહી પણ તમારાં સ્ત્રી-પુરૂષો ઉપર તમારી તલવાર ચાલશે. તમે જો અદમ તા–અવાન (અસહકાર)ની ખુબી સમજવા માગતા હો તો મારૂં કહેવું માનજો. કુરાનેશરીફ જાણવાનો હું દાવો નથી કરતો, પણ તમારા ઓલેમાઓએજ કહ્યું છે કે અદમ તા–અવાન એક ભારે પ્રકારની જેહાદ છે. તલવાર ખેંચીને પણ મરવું છે, અદમ તા–અવાન કરીને પણ મરવું છે. તો જેમાં પારકાને મારવાપણું નથી રહેતું તેવું અદમ તા–અવાન ગ્રહણ કરીને શા માટે કુરબાની ન કરો ?"

"મેં સાંભળ્યું છે કે પેશાવરમાં મુહજરીનની ઉપર જુલમ થયાથી લોકોનાં દિલ બહુ ઉશ્કેરાયાં છે, લોહી ઉકળી રહ્યાં છે. મને લાગે છે કે મુહજરીન ભાઈઓની ભૂલ નહતી; અંગ્રેજ સિપાઈઓનોજ વાંક હતો, પણ આવી ભૂલો સામે પણ આપણે સબુરી પકડવી પડશે, નમી જવું જોઈશે. તમે નિશ્ચય કરશો કે લોહીની નદી વહેશે તોપણ મર્દાની ન ખોઈ, મિજાજ ન ખોઈ, હિમ્મતથી કુરબાની કરશું તો ફતેહની ખાત્રી છે."

## ૧ લી ઑગસ્ટ અને પછી.

પહેલી ઓગસ્ટના કર્તવ્ય ઉપર વિવેચન કરતાં તેમણે

સમજાવ્યું કે "સરકારની સામે મહુબ્બત ન રાખવી એટલું તત્વ સમજવામાં ખરો અસહકાર રહેલો છે." માનચાંદવાળાને સમજાવ્યા પછી નોકરીવાળાઓને સમજાવવાની ઉમેદ છે એમ જણાવી તેમણે કહ્યું કે "જો તેવાં માણસોમાં તાકાત ન હોય, નેકી ન હોય તો તો મોટા નોકરોને છોડી હું ખાનસામાને પણ કહીશ કે સરકારી નોકરોની રોટી કાપવામાં પણ સરકાર–જે જાલીમ થઈ છે–તેના જાલીમપણામાં મદદ કરવા જેવું છે." આગળ જતાં સોલ્જરોને હથિઆર છોડવાનું અને ખેડુતોને મહેસુલ ન ભરવાનું પણ કહેવામાં આવશે એમ કહીને તેના ઉપર જરા વધારે વિવેચન તેઓએ આ પ્રમાણે કર્યું હતું:

"હું સોલ્જરોને હથિઆર છોડવાનું કહીશ, પણ હથિઆર છોડી તે બીજા ઉપર વાપરવાનું નથી કહેવાનો. તેમને મારા જેવા બેતલવાર સીપાઈ બનવાનું કહેવાનો છું. આપાણી લડતની ખુબીજ તાલીમમાં છે, તેથી હું આપણી બેહથિયાર–બેતલવાર સેનાને કહીશ કે આપણાં હથિઆર હુકમ વિના કદી ન ઉપાડશો. મારામાં શરીરની તાકાત તો કશીએ નથી પણ હું માનું છું કે મારી મરજી વિરૂદ્ધ મારી પાસે કોઇ કાંઈ નજ કરાવી શકે; ખેડુતોને પણ હું આગળ ઉપર મહેસુલ ન ભરવાનું કહેવાનો છું, પણ કોઇ પણ સોલ્જર કે ખેડુત હુકમ વિના કાંઇ પણ પગલું ન લે એમ હું તેમને કહું છું. તક આવશે એટલે તમને હુકમ મળશે. પણ જ્યાં સુધી અમને લાગ્યું નથી કે સારા હિંદુસ્તાનની ઉપર અમે અસર નથી પાડી શક્યા ત્યાં સુધી સિપાઈઓ અને ખેડુતોને અમે કાંઇજ નહિ કહીશું."

## રંગરૂટો તરીકે ન જોડાઓ.

રંગરૂટ ભરતી તો અત્યારે પણ પંજાબમાં ચાલી રહી છે તેને ઉદ્દેશીને ગાંધીએ કહ્યું:—

"આ લોકો શા માટે ભરતીમાં જાય છે? પૈસા માટે. જે પૈસો ઇન્સાનિઅત લઈ લે છે તે પૈસો ધુળ બરાબર છે. તમે ઑાસવર્થ સ્મિથ, જોનસન, શ્રીરામ વગેરેનાં કાળાં કૃત્યો ભૂલી ગયા છો? પેટ ઘસવા પડયાં હતાં તે ભૂલી ગયા છો? હું આજીજી કરીને કહું છું કે આ ભરતીની લાલચમાં ન ફસો. મજુરી કરીને રોટી મેળવો અને સાફ દિલથી તમે કહી દો કે અમે રંગરૂટ નહિ આપી શકીએ. અને પંજાબ આમ કહેશે તો શી ભારે અસર થશે તેનો વિચાર કરો. પંજાબ જેટલા સોલ્જર કોણે આપ્યા છે? અને પંજાબ સોલ્જર આપવાની ના પાડી દે તો પછી કોની તાકાત છે કે બીજે ઠેકાણેથી સોલ્જરો લઈ શકે."

### પંજાબના નાક માટે.

"મેં પણ સરકારની સોલ્જરી કરી છે, પણ હવે તો સરકારને એમ કહેવાનો વખત આવ્યો છે કે તમારી સલ્તનતના કરતાં ખુદાની સલ્તનત અમને હજાર ગણી પ્યારી છે. એ સલ્તનતમાં અમે અમારા ધર્મને કાયમ રાખી શકીએ એમ છે! તમારી સલ્તનત અન્યાયથી ટકી રહી છે, ખુદાની વિરૂદ્ધ થઈને ટકી રહી છે; તેની સાથે અમે વફાદારી નથી રાખી શકતા.

માર્શલલૉમાં પંજાબનું નાક કપાયું છે, પંજાબની લાજ ગઈ છે. એનો બરોબર બદલો મળે તે માટે સરકારને કહી દો કે તમારી વફાદાર રૈયત અમે રહેવા માગીએ છીએ, પણ

તે ક્યારે કે જ્યારે તમે સીધા થશો ત્યારે. પંજાબને ન્યાય આપશો ત્યારે. ત્યાં સુધી અમારે તમારી સાથે મહુબ્બત નથી, કાંઇ લેવા દેવા નથી. "

## તમે પાગલ ન બનજો.

મોંટેગ્યુએ પોતા વિષે આમની સભામાં કાઢેલા ઉદ્ગારો વિષે ઈશારો કરી ગાંધીજી બોલ્યાઃ-

"મોંટેગ્યુએ કહ્યું છે કે ગાંધીએ દેશની સેવા તો કરી છે પણ ગાંધી હવે દિવાના થઇ ગયા છે, અને જરૂર પડયે એને પરહેજ કરવા જોઇએ. હું તમને કહું છું કે ગાંધીને પરહેજ કરે તો તમે પાગલ ન બનશો. કિચલુને માટે તમે પાગલ બન્યા હતા, સત્યપાલને માટે પણ તમે પાગલ બન્યા હતા. મકાનો બાળ્યાં હતાં, નિર્દોષોને માર્યા હતા. તમે મને ચાહતા હો તો અમને બન્નેને પરહેજ કરે, અમને બન્નેને ફાંસીને લાકડે લટકાવે તોપણ તમે બરદાસ્ત કરી લેજો. હું સમજું છું અને મારૂં દિલ કહે છે કે જો હૂં દિવાન હોઉં અને મારી સામે કોઇ એવો માણસ થયો હોય કે જેને હું પાગલ ગાંધી માનતો હોઉં તો હું જરૂર તેવા ગાંધીને આંદામાન મોકલું. મોંટેગ્યુ મને પાગલ સમજે-પ્રમાણિક રીતે પાગલ સમજે, અને મને પરહેજ કરે તેમાં ગુસ્સો શેનો? તમે મને પાગલ ન સમજતા હો તો તમે મારૂં કહેલું માનજો અને મારૂં કહેલું કરીને જેલમાં જજો. જ્યાં જાલીમ રાજ કરી રહ્યા છે ત્યાં જેલ મહેલ સમાન છે, અને મહેલ જેલરૂપ છે. તમે જો જેલ-મહેલનો ઈલમ લીધો હોય તો હું કહું છું તે માનજો. જો તમે માનતા હો કે ખુદા મને જે અવાજ સંભળાવી રહ્યા છે

તેજ હું તમને સંભળાવું છું તો હું તમને કહીશ કે તમે મને એવી ખાત્રી આપો કે સરકાર મને સજા આપે તોપણ તમે તમારા લોહીને પી જશો, ઉકળવા દેશો નહિ. બુલન્દ અવાજે સરકારને કહેજો કે અમને કાં તો ફાંસીએ ચઢાવો, કાં તો જેલમાં નાંખો. પણ અમારી મદદ તમને નહિ મળે. અમારી મદદ તમને જેલમાં મળશે, ફાંસી ઉપર મળશે, પણ લશ્કરી રીસાલામાં નહિ મળે, કાઉન્સિલોમાં નહિ મળે, બીજા નોકરીના ખાતાંઓમાં નહિ મળે."

## હિંદુ મુસલમાન એક બીજાના ગુલામ બનશે.

ઉપસંહાર કરતાં મહાત્માજીએ જણાવ્યું :

"આ તાલીમને માટે કાંઇ તાકાત નથી જોઇતી, કાંઇ ઇલમ નથી જોઇતો, શૌકતઅલીના જેવું શરીર નથી જોઇતું. કેવળ એક તત્ત્વની સમજ જ જોઇએ છે, સબૂરી જોઇએ છે. હું પ્રાર્થના કરૂં છું કે ખુદા તમને હિદાયત આપે, તાકાત આપે કે હિંદુસ્તાન બીજી વસ્તુ ભૂલીને આજ કામ લઇ લે. આ સર કરવાથી હિંદુ મુસલમાન એકબીજાના ગુલામ બની રહેશે. અને જગતને હુકમ આપી શકશે કે બેઈમાની અને અન્યાય બંધ કરો."



# મદ્રાસનું ભાષણ.



મદ્રાસની પ્રેસિડન્સી કોલેજ સામેના દરિયા કીનારા પર તા. ૧૨ ઓગસ્ટ ૧૯૨૦ ના રોજ હિન્દુ મુસલમાનની ૫૦,૦૦૦ ની મેદની સમક્ષ ભાષણ આપતાં મહાત્મા ગાંધીજી નીચે પ્રમાણે બોલ્યા:—

પ્રમુખ સાહેબ અને ભાઇઓ ! ગઇ સાલની માફક આજે પણ મારે તમારી માફી માગવાની છે કે મારે બેઠા બેઠા બોલવું પડે છે. ગઇ સાલ કરતાં મારો અવાજ મજબૂત થયો છે તો પણ મારૂં શરીર નબળું છે, અને એથી જો હું ઉભો થઇને બોલવા જાઉં તો થોડીવારમાં મારૂં આખું શરીર ધ્રુજવા માંડે. એથી હું ઉમેદ રાખું છું કે બેઠા બેઠા બોલવાની તમે મને રજા આપશો. હું એક એવા મહત્વના વિષય ઉપર તમારી આગળ બોલવા અહિંયા બેઠો છું કે જેનું ગાંભીર્ય હજી આપણે કળી શકયા નથી.

## લોકમાન્ય ટિળક.

પણ મદ્રાસના આ રમ્ય કીનારા પર હું એ વિષય પર બોલું તે પહેલાં સ્વર્ગસ્થ લોકમાન્ય ટિળક મહારાજને મારે નિવાપાંજલિ આપવી જોઇએ એમ તમે માનશો—એમ તમે ચાહશો. ( તાળીઓનો ગડગડાટ ) મને શાન્તિથી સાંભળવા હું આ મહાસભાને વિનંતિ કરૂં છું. હું મારી વાત તમારાં હૃદય અને તમારી બુદ્ધિમાં ઠસાવવા આવ્યો છું અને જો તમે મને પુરેપુરી શાન્તિથી નહિ સાંભળો તો મારો હેતુ સફળ થશે નહિ. હું તે સ્વર્ગસ્થ દેશભકતની નિવાપાંજલિમાં સારામાં

સારૂં એમ જ કહી શકું કે એમના જીવનની જેમ એમના મરણથી પણ દેશમાં નવું ચેતન સ્ફુર્યું છે. તેમની સ્મશાનયાત્રાના જંગી સરઘસમાં જો મારી માફક તમે હાજર હોત તો મારા કહેવાનો અર્થ તમે બરાબર સમજી શકત. લોકમાન્ય દેશને ખાતર જીવ્યા. દેશની આઝાદી અથવા સ્વરાજ્ય એ એમના જીવનનો મંત્ર હતો. એમની મરણ પથારીએ પણ તેઓ એ જ મંત્રનું રટણ કરતા હતા અને તેથીજ સારી પ્રજા ઉપર તેમણે આવો અલૌકિક કાબુ મેળવ્યો હતો, તેથી જ ઉંચા વર્ગના થોડા મુઠ્ઠીભર માણસોનો જ નહિ પણ લાખો અને કરોડો સ્ત્રી પુરૂષોનો પ્રેમ સંપાદન કર્યો હતો. એમના જીવનમાં સ્વાર્થત્યાગની સતત તપશ્ચર્યા જ હતી. આવું સંયમી અને સ્વાર્થત્યાગી જીવન તેમણે સન ૧૮૭૯ માં શરૂ કર્યું અને તે એમણે મરણ પર્યંત પાળ્યું. આથી જ તેમણે સમગ્ર દેશ પર ભારે કાબુ મેળવ્યો હતો. દેશની જરૂરિયાતો તેમણે પારખી તેમ દેશને માટે કેવી રીતે જીવવું અને મરવું એ પણ તેમને આવડ્યું. લો. ટિળક મહારાજના જીવનમાં જેવો સ્વાર્થત્યાગ દીપે છે તેવો આ મહાસભા સમક્ષ મારા ભાષણથી નીપજશે એવી હું ઉમેદ રાખું છું. એમના જીવનમાંથી જો આપણે કાંઈ પણ શીખવાનું હોય તો તે એક જ છે કે, જો આપણા દેશને માટે આપણે કાંઈ પણ કરવા માગતા હોઇએ તો તે ભવ્ય, છટાદાર અને સચોટ ભાષણોથી નહિ પણ દરેક શબ્દ અને દરેક કાર્યની પાછળ જે કાંઇ સ્વાર્થત્યાગ સમાયો હશે તેથી જ થઈ શકશે. હું તમને દરેકને પૂછવા આવ્યો છું કે તમારા દેશના હિત, ઇજ્જત અને ધર્મની ખાતર તમે જોઇતો ભોગ આપવાને તૈયાર છો કે નહિ. મને તમારામાં,

મદ્રાસના શહેરીઓમાં અને આ ઈલાકાના લોકોમાં અખુટ શ્રદ્ધા છે. દક્ષિણ આફ્રિકામાં તામિલ મજૂરોની સાથે મારી જ્યારે પહેલવહેલી ઓળખાણ થઈ ત્યારથીજ મને આવી શ્રદ્ધા પડી છે અને મારી ઉમેદ છે કે આ કસોટીના સમયમાં આ ઇલાકો હિન્દુસ્તાનના બીજા કોઈ પણ ઇલાકાની પાછળ નહિ પડે અને સ્વાર્થત્યાગ દાખવવામાં કોઇથી ઓછો નહીં ઉતરે. તેમજ આવી સ્વાર્થત્યાગની વૃત્તિથી કહ્યા પ્રમાણે કરી પણ બતાવશે.

## અસહકારની જરૂર.

જેને વિષે તમે ઘણું સાંભળ્યું છે તે અસહકાર શું છે અને તે આપણે શા માટે કરવા માગીએ છીએ? હું બે ઘડી તેના કારણમાં ઉતરવા માગું છું. આ દેશની આગળ અત્યારે બે પ્રશ્નો છે. સૌથી મોટો અને મુખ્ય પ્રશ્ન ખિલાફતનો છે. એને લીધે હિંદુસ્તાનના મુસલમાનોનું હૃદય ચીરાઈ ગયું છે. ઇંગ્લંડના વડા પ્રધાને પુખ્ત વિચાર કર્યા પછી ઇંગ્લંડની પ્રજાને નામે આપેલાં વચનો ઉપર પાણી ફેરવ્યું છે. હિંદના મુસલમાનોને વચનો આપ્યાં અને તે વચનોના બદલામાં બ્રિટિશ પ્રજાએ જે જે ઇચ્છયું તે બધું વસુલ કીધું; અને હવે તે વચનો તોડવામાં આવ્યાં છે અને મહાન ઈસ્લામ ધર્મ જોખમમાં આવી પડયો છે. મુસલમાનો કહે છે—અને હું પણ તેઓ વાજબી કહે છે એમ ધારવાની હિંમત કરી શકું છું—કે જ્યાં સુધી બ્રિટનનાં વચનો અદા કર્યા વિનાનાં રહે ત્યાં સુધી બ્રિટિશ સંબંધ વિષે પૂરા દિલથી રાજભક્તિ રાખવી તેમને માટે અશકય છે; અને બ્રિટીશ સંબંધ તથા રાજભક્તિ અને પોતાના

કુરાન તથા પેગંબર તરફની ભક્તિ એ બેમાંથી એક પસંદ કરવાનું કોઈપણ ઈમાનદાર મુસલમાન ઉપર આવી પડે તો એ પસંદગી કરતાં તેને ક્ષણ પણ વિચાર નહિ કરવો પડે. એ પસંદગી તેમણે જાહેર પણ કરી દીધી છે. મુસલમાનો સારી આલમ આગળ નિખાલસપણે, ખુલ્લી રીતે અને પોતાને શોભે તેવી રીતે કહે છે કે બ્રિટિશ પ્રધાનો અને બ્રિટિશ પ્રજા તેમને આપેલાં વચનો અદા કરે નહિ અને ઈસ્લામી ધર્મ પાળતી હિંદુસ્તાનની ૭ કરોડ વસ્તીની લાગણી પ્રત્યે માન રાખે નહી તો ઈસ્લામી રાજભક્તિ તેઓ રાખી શકશે નહિ. પોતાના મુસલમાનભાઇઓ તરફ એક બંધુકૃત્ય કરવું કે નહિ એ હવે હિંદુસ્તાનની બાકીની વસ્તીને વિચારનો સવાલ છે; અને જો તેઓ તેમ કરે તો, પોતાનો સદ્ભાવ, ભાઈચારો અને મૈત્રી બતાવવાનો અને મુસલમાન એ હિન્દુનો ભાઇ છે એમ વરસોના વરસોથી તેઓ કહેતા આવ્યા છે એ સાબિત કરી બતાવવાનો આખી જીંદગીભરનો આ એક અવસર તેમને મળેલો છે તેવો બીજો સો વરસમાં પણ ફરી આવવાનો નથી. જો હિંદુઓ એમ માનતા હોય કે બ્રિટિશ પ્રજા સાથેના સંબંધ કરતાં પોતાના મુસલમાનભાઇ સાથેનો સ્વાભાવિક સંબંધ પહેલો ગણવો જોઇએ તો હું તમને કહું છું કે મુસલમાનોનો હક ન્યાયી છે, ખરી લાગણી ઉપર મંડાએલો છે અને તેની પછવાડે જબરજસ્ત ધર્મભાવના રહેલી છે એમ તમને લાગે તો, જ્યાં સુધી તેમનો પક્ષ ન્યાયી રહે, અને તે ઉદ્દેશ પાર પાડવાના ઉપાયો એટલાજ ન્યાયી, આબરૂદાર અને હિંદુસ્તાનને માટે નિર્દોષ હોય ત્યાં સુધી મુસલમાનોને ઠેઠ સુધી મદદ આપ્યા સિવાય તમારાથી બીજું કાંઈ થાય જ નહિ. આ

શરતો સાદી છે અને હિંદુસ્તાનના મુસલમાનોએ તે સ્વીકારી છે. 'હિંદુઓએ આપવા ધારેલી મદદ આપણે લઈ શકીશું અને આખી દુનિયા આગળ આપણા પક્ષનું અને આપણા ઉપાયોનું વાજબીપણું આપણે હમેશાં બતાવી શકીશું' એમ જ્યારે મુસલમાનોને ખાત્રી થઇ ત્યારેજ તેમણે મિત્રાચારીનો લંબાવેલો હાથ સ્વીકારવાનું નક્કી કર્યું. એટલે હવે હિંદુ અને મુસલમાનોએ એક થઈ યુરોપનાં બધાં ખ્રિસ્તી રાજ્યો સામે ઉભા રહી તેમને કહેવું જોઇએ કે હિંદુસ્તાન નિર્બળ છે, છતાં તેનામાં હજુ પોતાનું સ્વાભિમાન સાચવવાની શક્તિ છે, હજુ પોતાના ધર્મ અને સ્વાભિમાન માટે તે મરી જાણે છે.

આ મેં તમને ખિલાફતનો સવાલ ટુંકમાં કહ્યો. પણ હજુ પંજાબ બાકી છે. પંજાબની વાતથી હિંદુસ્તાનના હૃદયને જે કારી ઘા વાગ્યો છે તેવો ઘા ગયા સૈકામાં કોઈ પ્રશ્નથી વાગ્યો નથી. ૧૮૫૭ નો બળવો મારી ગણત્રીની બ્હાર રહી જતો નથી. બળવામાં હિંદુસ્તાનને ગમે તેવી હાડમારી ભોગવવી પડી હશે પણ રોલેટ કાયદો પસાર કરવામાં અને તે પસાર કર્યા પછી હિંદને જે જે અપમાનો પહોંચાડવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે તેની જોડ હિંદના ઇતિહાસમાં નથી. પંજાબનાં ઘોર કૃત્યો સંબંધી તમારે બ્રિટીશ પ્રજા પાસેથી ન્યાય માગવો છે માટેજ આ ન્યાય મેળવવાના ઉપાયો અને સાધનો તમારે યોજવાનાં છે. આ ખિલાફતના અને પંજાબના પ્રશ્નો ઉપર હિંદુસ્તાનની લાગણી શું છે તે આમની સભા, અમીરોની સભા, મી. મૉન્ટેગ્યુ, હિંદુસ્તા-

નના વાઇસરોય એ દરેક જાણે છે. જે ન્યાય હિંદુસ્તાનને મળવો જોઇએ અને જે ન્યાય તે માગે છે તે તેમને આપવાની મરજી નથી એમ પાર્લામેન્ટની બન્ને સભાઓના વિવાદ અને મી. મોન્ટેગ્યુ અને વાઇસરોયનાં કૃત્યો ઉપરથી તમારી આગળ પુરેપુરૂં સાબિત થઇ ચુકયું છે. હું કહું છું કે આ મહા મુશ્કેલીમાંથી રસ્તો કહાડવાનું કામ આપણા આગેવાનોનું છે અને હિંદુસ્તાનના રાજકર્તાઓ સાથે આપણે સમાન ન થઇએ અને હિંદુસ્તાનના બ્રિટિશ રાજકર્તાઓના હાથે કાંઈ પણ સ્વમાન મેળવીએ નહિ તો તેમની અને આપણી વચ્ચે કોઈ પણ સંબંધ કે કઈ પણ મિત્રાચારી નભી શકે નહિ. એટલા માટે આ અસહકારની સુંદર અને અમોઘ પધ્ધતિની સૂચના કરવાની હું હિમત કરૂં છું.

## અસહકાર શું બંધારણ વિરૂદ્ધ છે?

મને કહેવામાં આવે છે કે અસહકાર બંધારણ વિરૂધ્ધ છે. હું તેની ના પાડવાની હિમત કરૂં છું. તેથી ઉલટું હું એમ કહું છું કે અસહકાર ન્યાયી અને ધર્મસંમત સિધ્ધાન્ત છે. દરેક મનુષ્યનો તે સ્વાભાવિક હક છે અને બંધારણને સંપુર્ણ અનુકૂળ છે, બ્રિટિશ શહેનશાહતના એક મહાન્ ભક્તે કહેલું છે કે બ્રિટિશ બંધારણમાં સફળ થયેલો બળવો પણ બંધારણને સંપુર્ણ અનુકૂળ છે અને તે વાકયની સાબિતીમાં તેણે ઇતિહાસના દાખલાઓ ટાંકયા છે. આ દાખલાઓ હું ખોટા કહી શકતો નથી, સામાન્ય રીતે બળવાનો અર્થ પશુબળથી ન્યાય પડાવવો એવો થાય છે. તેવો અર્થ બળવાનો થાય ત્યાં સુધી બળવો સફળ થાય કે નિષ્ફળ થાય, ગમે તે થાય

તો પણ તે બંધારણુસર છે એવો હું દાવો કરતો નથી. તેથી ઉલટું મારા દેશભાઇઓને મેં અનેકવાર કહ્યું છે કે પશુબળથી યૂરોપમાં ગમે તેવું કાર્ય સધાતું હોય પણ હિંદુસ્તાનમાં તેથી કંઈ વળશે નહિ. મારા ભાઈ અને મિત્ર શૌકતઅલીને પશુબળ પર વિશ્વાસ છે, અને બ્રિટિશ મહારાજ્ય સામે તરવાર ખેંચવાનું તેમના હાથમાં હોત તો તેમનામાં મરદની હિંમત છે અને બ્રિટિશ મહારાજ્ય સામે સંગ્રામ કરવો જોઇયે એટલું સમજવાનું તેમનામાં ડહાપણ પણ છે એ હું જાણું છું. પણ પશુબળથી હિંદુસ્તાનનું વળવાનું નથી એમ એક ખરા સૈનિક તરીકે કબૂલ કરે છે માટેજ તે મારી નમ્ર મદદ સ્વીકારીને મારા પક્ષમાં ભળે છે અને પોતાનો કોલ આપે છે કે જ્યાં સુધી હું તેમની સાથે હોઉં અને જ્યાં સુધી તેઓ આ સિદ્ધાન્ત માને છે ત્યાં સુધી કોઈ પણ અંગ્રેજ સામે અથવા દુનિયાના કોઈ પણ માણસ સામે તે પશુબળ વાપરવાનો વિચાર સરખોય કરશે નહિ. હું તમને એમ કહેવા આવેલો છું કે તેઓ પોતાના શબ્દ પ્રમાણે વર્ત્યા છે અને ઈમાનીથી પોતાનું વચન પાળી રહ્યા છે. પશુબળ વિનાની અસહકારની યોજના તેઓ અક્ષરે અક્ષર પાળી રહ્યા છે અને એજ પશુબળ વિનાનો અસહકાર પાળવાને હું હિંદુસ્તાનને કહી રહ્યો છું. હું તમને કહું છું કે બ્રિટિશ હિંદુસ્તાનના લશ્કરમાં શૌકતઅલી જેવો સૈનિક નથી. તરવાર ખેંચવાનો વખત કદી આવવાનો હશે અને આવશે ત્યારે તમે જોશો કે તે તરવાર ખેંચશે અને હું હિંદુસ્તાનનાં જંગલોમાં ચાલ્યો જઈશ. હિંદુસ્તાન તરવારનો સિદ્ધાન્ત ગ્રહણ કરે કે તરતજ મારી હિંદી તરીકેની જીંદગી પુરી થઇ એમ જાણજો. હિંદુસ્તાનના પુરા-

તન લોકોએ કેટલાએ સૈકાના અનુભવ પછી શોધી કહાડયું છે કે પશુબળ ઉપર નહિ પણ આપભોગ ઉપર મંડાએલો ન્યાય-યજ્ઞ અને કુરબાની ઉપર મંડાએલો ન્યાય એ દુનિયામાં ખરી ઇષ્ટ વસ્તુ છે. હિંદુસ્તાનનો એ ખાસ પયગામ છે એમ પણ હું માનું છું. એ સિદ્ધાન્તને હું વળગી રહયો છું અને હમેશાં વળગી રહીશ. એજ કારણથી હું તમને કહું છું કે જ્યારે મારા મિત્ર પશુબળના સિધ્ધાન્તને માનીને અહિંસાનો સિધ્ધાન્ત નિર્બળના શસ્ત્ર તરીકે અખત્યાર કરે છે ત્યારે હું અહિંસાના સિધ્ધાન્તને સમર્થના શસ્ત્ર તરીકે માનું છું. જે માણસ વગર હથિયારે પોતાના દુશ્મનની સામે છાતી ખુલ્લી કરી ઉભા રહેવાની હિમત કરે તેને હું સૌથી સમર્થ સૈનિક માનું છું. આ મેં તમને અસહકારને અંગે અહિંસા પુરતું કહ્યું. મારા વિદ્વાન દેશભાઇઓને હું એટલા માટે એમ કહેવાની હિમત કરૂં છું કે જ્યાં સુધી અસહકારનો સિધ્ધાન્ત અહિંસા સાથે જોડાએલો રહેશે ત્યાં સુધી તે સિધ્ધાન્તમાં બંધારણની વિરૂધ્ધ કશુંએ નથી.

હું તમને આગળ વધી પૂછું છું કે "હું તમારી નોકરી નહિ કરૂં" એમ હું બ્રિટિશ સરકારને કહું તો તે બંધારણ વિરૂદ્ધ છે? આપણા માનવંતા પ્રમુખ સાહેબ, પોતાને આજ સુધી જે ખિતાબો સરકાર તરફથી મળ્યા હોય તે વિનય-પૂર્વક પાછા આપી દે તો તે બંધારણ વિરૂધ્ધ થાય? સરકારી અથવા સરકારની મદદથી ચાલતી શાળામાંથી કોઇ માબાપ પોતાનાં છોકરાં ઉઠાડી લે તો તે બંધારણ વિરૂધ્ધ થાય? કોઈ કાયદાશાસ્ત્રી કહે કે "કાયદાનું હથીયાર જ્યાં સુધી મ્હારૂં

બહેતર કરવા નહિ પણ મને હલકો કરવા વપરાય છે ત્યાં સુધી હું તેને ટેકો નહીં આપું " તો તે બંધારણ વિરૂધ્ધ થાય ? કોઈ મુલ્કી નોકર અથવા ન્યાયાધીશ કહે કે "જે સરકાર આખી રૈયતની ઈચ્છાને માન આપવા રાજી ન હોય તેની હું નોકરી ન કરૂં " તો તે બંધારણ વિરૂધ્ધ ગણાય ? જે સરકાર પોતાના દેશની રૈયતનું જ ભુંડું તાકે છે તેની મારે નોકરી કરવી પડે છે એમ જાણીને કોઇ પોલીસ અથવા સિપાહી પોતાનું રાજીનામું આપે તો તે બંધારણ વિરૂધ્ધ ગણાય ? હું કિસાન એટલે ખેડુતને જઈને કહું કે " જો આ વસુલ લીધેલ કર તમારૂં બહેતર કરવા નહિ પણ તમને નિર્બળ કરવામાં સરકાર વાપરે છે માટે તમારે કર નહિ ભરવો જોઈએ" તો તે બંધારણ વિરૂધ્ધ થાય ? હું એમ માનું છું અને તમને કહેવાની હિમત કરૂં છું કે તેમાં કશું બંધારણ વિરૂધ્ધ નથી. વિશેષ તો એ છે કે આ દરેક બાબત મારી જીંદગીમાં હું કરી ચૂકયો છું અને તે બંધારણની વિરૂધ્ધ છે એવો સવાલ હજુ કોઇએ કરેલ નથી. ૭ લાખ ખેડુતોની વચ્ચે હું ખેડામાં કામ કરતો હતો. તેમણે સઘળાઓએ કર ભરવાનું બંધ કર્યું હતું અને આખું હિંદુસ્તાન મારી સાથે એકમત હતું. તે બંધારણ વિરૂધ્ધ છે એમ કોઇ કહેતું નહતું. હું વિનયપૂર્વક કહું છું કે અસહકારની આખી યોજનામાં કશુંય બંધારણ વિરૂધ્ધ નથી. પણ હું હિમતથી કહું છું કે આ બંધારણ વિનાની સરકાર સાથે રહીને–જે પ્રજાએ પોતાનું પ્રતાપી બંધારણ ઘડયું છે તે પ્રજા સાથે રહીને–હિંદુસ્તાનના લોકોને નિર્બળ થવું પડે અને પેટે ઘસડાવું પડે તે બંધારણથી અતિ વિરૂધ્ધ ગણાશે,-જેટલાં અપમાનો થાય તેટલાં મુંગે મ્હોંએ

હિંદુસ્તાનના લોકોએ ખમ્યે જવાં તે બંધારણથી અતિ વિરૂધ્ધ ગણાશે; હિંદુસ્તાનના ૭ કરોડ મુસલમાનોએ, પોતાના ધર્મને થયેલ ઝાલિમ અન્યાયને તાબે થવું તે બંધારણથી અતિ વિરૂધ્ધ ગણાશે; જે સરકારે પંજાબની આબરૂ પગતળે છુંદી નાખી છે તેવી અન્યાયી સરકાર સાથે સહકાર કરવો અને ચૂપચાપ બેસી રહેવું તે આખા હિંદુસ્તાનને માટે બંધારણથી અતિ વિરૂધ્ધ છે. હું મારા દેશભાઇઓને કહું છું કે તમારામાં જ્યાં સુધી આબરૂની ખેવના હોય, જ્યાં સુધી પેઢી દર પેઢીથી ચાલતી આવતી ખાનદાન પરંપરાના વારસ અને સંરક્ષક તરીકે તમે રહેવા ઇચ્છતા હો ત્યાં સુધી અસહકાર ન કરવો એ બંધારણ વિરૂધ્ધ છે, ત્યાં સુધી તમારી સરકારે કર્યા છે તેવા અન્યાયો કરનાર સરકાર સાથે સહકાર રાખવો તે બંધારણ વિરૂધ્ધ છે. હું અંગ્રેજોનો વિરોધી નથી; હું બ્રિટિશનો વિરોધી નથી; હું કોઇપણ સરકારનો વિરોધી નથી; પણ હું અસત્યનો વિરોધી છું. હું અન્યાયનો વિરોધી છું. જ્યાં સુધી સરકારમાં અન્યાયની ગંધ પણ રહેશે ત્યાં સુધી તેણે મને તેનો શત્રુ ગણવો જોઇએ. અમૃતસરની કોંગ્રેસમાં જ્યારે મેં તમારામાંથી કેટલાકને પગે પડી સરકાર સાથે સહકાર કરવા વીનવ્યા ત્યારે મને એવી આશા હતી—હું ઇશ્વરાજ્ઞાએ સત્ય કહું છું કે મને એવી સંપૂર્ણ આશા હતી કે બ્રિટિશ પ્રધાનો જેઓ સામાન્ય નિયમ તરીકે શાણા હોય છે તેઓ મુસલમાનની લાગણીને સંતોષશે, તેઓ પંજાબનાં ઘોર કૃત્યોની બાબતમાં સંપૂર્ણ ન્યાય આપશે; અને એટલા માટે મેં કહ્યું હતું કે મિત્રાચારીનો જે હાથ આપણા તરફ લંબાવેલો છે તેને આપણે સદ્ભાવથી વધાવી લેવો. કારણ કે શહેનશાહી ઢંઢેરાથી

મિત્રાચારીનો હાથ લંબાયો એમ હું માનતો હતો. એ કારણથી હું સરકારના પક્ષમાં બોલતો હતો. પણ આજે તે શ્રધ્ધા જતી રહી છે-બ્રિટિશ પ્રધાનોએ તેને ભૂંસી નાખી છે. તેથી આજે હું ધારાસભામાં નિરર્થક પ્રતિરોધ કરવાનું કહેવા આવેલ નથી પણ ખરેખરો સંગીન અસહકાર કરવા કહેવા આવેલો છું, જે દુનિયાની ગમે તેવી જબરદસ્ત સરકારને અકડાવી દે. હું એને માટે આજે ઉભો રહ્યો છું. જ્યાં સુધી અણગમતા હાથ અને અણગમતી કલમમાંથી ન્યાય અને સ્વમાન તમે કઢાવ્યાં નથી ત્યાં સુધી સહકાર થઈ શકે નહિ. આપણાં શાસ્ત્રો કહે છે-અને આ બાબત હું હિંદુસ્તાનના સઘળા મહાન ધર્મગુરૂઓ તરફ સંપૂર્ણ માન રાખીને, પણ વિરૂધ્ધ મતની જરાક રાખ્યા વિના કહું છું કે-આપણાં શાસ્ત્રો એવો ઉપદેશ આપે છે કે ન્યાય અને અન્યાય વચ્ચે, અન્યાયી પુરૂષ અને ન્યાય આપનારા પુરૂષ વચ્ચે, સત્ય અને અસત્ય વચ્ચે સહકાર નિષિધ્ધ છે. સહકાર, જ્યાં સુધી સરકાર તમારી આબરૂનું રક્ષણ કરે ત્યાં સુધીજ ફરજ છે, અને જ્યારે સરકાર તમારી આબરૂનું રક્ષણ કરવાને બદલે તમારી આબરૂ લૂટે ત્યારે અસહકાર પણ એટલીજ ફરજ છે, એ અસહકારનો સિધ્ધાન્ત છે.

## અસહકાર અને ખાસ કોંગ્રેસ

કોંગ્રેસ એ આખી પ્રજાનું મુખ છે અને ખાસ કોંગ્રેસનો ઠરાવ થતાં સુધી મારે રાહ જોવી જોઇતી હતી એમ મને કહેવામાં આવેલ છે. હું જાણું છું કે તે આખી પ્રજાનું મુખ છે. મારે-આ ગાંધીની વ્યક્તિનેજ જો રાહ જોવાની હોત તો હું અનંતકાલ રાહ જોત. પણ મારા હાથમાં એક પાક

અનામત સોંપાયેલ છે. હું મારા મુસલમાનભાઇઓને સલાહ આપતો હતો અને તેટલો વખત તેમની આબરૂ મારા હાથમાં છે. તેમના અંતરાત્માના ઠરાવ સિવાય બીજા કોઇ ઠરાવને માટે રાહ જોવાનું હું તેમને કહીજ શકું નહિ. તમે માનો છો કે મુસલમાનો પોતાના શબ્દો પાછા ગળી શકે? પોતે લીધેલું આબરૂદાર પગલું પાછું ફેરવે? ઈશ્વર એવું ન કરે પણ કદાપિ ખાસ કોંગ્રેસ તેમના વિરૂધ્ધ ઠરાવ કરે તો પણ હું મારા મુસલમાનભાઇઓને એવીજ સલાહ આપવાનો કે પોતાના ધર્મ તરફ તાકેલું અપમાન સહી લેવા કરતાં એકલે હાથે લડત ચલાવવી. એટલા માટે કોંગ્રેસ આગળ જઇને પગે પડીને ટેકો માગવો એ હવે મુસલમાનોએ કરવાનું છે. પણ ટેકો મળે યા ન મળે, કોંગ્રેસના પગલાની રાહ જોઇ તેમનાથી બેસી રહી શકાય તેમ નહોતું. નિરર્થક પશુબળ, નાગી તલવાર ખેંચવી; અને શાંતિ કે અહિંસાવાળો પણ પાર પાડે તેવો અસહકાર તે બેમાંથી એક તેમને પસંદ કરવાનું હતું, અને તે પસંદગી તેમણે કરી દીધી છે. હું તમને વિશેષ એમ કહેવાની હિંમત ધરૂં છું કે અસહકાર પવિત્ર છે એમ મને સમજાય છે તેમ બીજા કોઇ પણ માણસને સમજાતું હોય તો તમારે અને મારે કોંગ્રેસની રાહ જોવાની નથી પણ તે આચરણમાં મુકવાનો છે અને કોંગ્રેસ બીજો ઠરાવ કરીજ ન શકે એવું કરી આપવાનું છે. ગમે તેમ કહો પણ કોંગ્રેસ શું છે? જે માણસોની કોંગ્રેસ બને છે તેમનો એકત્ર અવાજ એજ કોંગ્રેસ. અને માણસો એકજ મત બાંધીને કોંગ્રેસમાં જાય તો કોંગ્રેસ પાસેથી પણ તમને તેજ ઠરાવ મળવાનો. પણ આપણે અભિપ્રાય બાંધીએજ નહિ અથવા અભિપ્રાય દરસાવતાં બ્હીએ અને

તેથી કોઈપણ અભિપ્રાય વિનાના કોંગ્રેસમાં જઈ ઉભા રહીએ તો આપણે કોંગ્રેસના ઠરાવની સ્વાભાવિકરીતે રાહ જોવીજ પડે. જે માણસો હજુ નિશ્ચય નથી કરી શકયા તેમણે તો, અલબત હું કહું છું કે રાહ જોવીજ પડે. પણ જે ચોખ્ખું સમજ્યા છે, જેમણે દીવા જેવું સ્પષ્ટ જોએલું છે તેમણે રાહ જોવી તે પાપ કરવા બરાબર છે. તમે રાહ જુઓ એમ કોંગ્રેસ કહેતી નથી, પણ તમે કામ કરો એમ કહે છે, કે જેથી કોંગ્રેસ પ્રજાકીય લાગણીનું માપ કાઢી શકે. કોંગ્રેસ માટે મારે એટલુંજ કહેવાનું છે.

## કૌંસિલોનો બહિષ્કાર.

અસહકારની વિગતમાં કૌંસિલોના બહિષ્કારને હું પહેલું સ્થાન આપું છું. બહિષ્કાર શબ્દને માટે મારા મિત્રોએ મારી સાથે તકરાર કરી છે. કારણકે બ્રિટિશ માલનો અને એ રીતે કોઇપણ દેશના માલનો બહિષ્કાર મેં નાપસંદ કર્યો છે અને હજુપણ કરૂં છું. પણ ત્યાં બહિષ્કારનો અર્થ જુદોજ છે, અહીં બહિષ્કારનો અર્થ જુદો છે. આવતે વરસે જે કૌંસિલો બંધાવાની છે તેનો બહિષ્કાર હું નાપસંદ કરતો નથી એટલુજ નહિ પણ તેનો બહિષ્કાર હું પસંદ કરૂં છું અને તેમ શા માટે કરૂં છું ?અમારે એટલે લોકોના નેતાઓએ રસ્તો બતાવવો જોઈએ એમ લોકો—જનસમૂહ માગે છે. અમે દહીં દુધમાં પગ રાખીયે એવું તેઓ નથી માગતાં. અમારે ચુંટણી માટે ઉભા રહેવું અને પછી રાજભકિતના સોગન લેવા ના પાડવી એથી તો પ્રજાને નેતાઓ તરફ અવિશ્વાસ આવશે. એથી પ્રજાને એક દિશા સ્પષ્ટ બતાવાતી નથી. એથી તો હું તમને—મારા દેશ ભાઇઓને કહું છું કે એ જાળમાં ફસાતા નહિ. ચુંટણી

માટે ઉભા રહી પછી રાજભકિતના સોગન લેવા ના પાડવાને ઉપાય ગ્રહણ કરવાથી આપણે દેશ હારી બેસીશું. એમાં મુશ્કેલી આવશે અને હું તમને નિખાલસ દિલથી કહું છું કે એવું વચન આપીને તેઓ તેને વળગી રહેશે એવી શ્રધ્ધા મને એટલા બધા હિંદીઓ ઉપર નથી. જેઓ પ્રમાણિક છે એવો વિચાર ધરાવતા હોય એટલે કે આપણે ચુંટણીમાં ઉભા રહેવું અને પછી રાજભકિતના સોગન લેવા ના પાડવી એવો વિચાર ધરાવતા હોય તેમને હું આજે કહું છું કે તેઓ એમ કહીને પોતાને માટે અને પ્રજાને માટે જાળ પાથરે છે અને તેમાં તેઓ પોતેજ ફસાઈ પડશે એવો મારો અભિપ્રાય છે. હું માનું છું કે આપણે પ્રજાને બને તેટલી સ્પષ્ટ દિશાએ દોરવા માગતા હોઇએ અને આ મહાન પ્રજાની મશ્કરી કરવા માગતા ન હોઇએ તો આપણે પ્રજાને ચોખ્ખે ચોખ્ખું કહી દેવુ જોઇએ કે જ્યાં સુધી મહેરબાનીની સાથે હિંદ તરફ અન્યાય—બેવડું અહિત રહેલું હોય અને તે આજસુધી ટાળ્યું ન હોય ત્યાં સુધી ગમે તેવી મોટી મહેરબાની પણ આપણે સ્વીકારી શકીએ નહિ. ગ્રીક લોકોની એક કહેવત છે કે "ગ્રીકોથી ચેતતા રહેજો પણ તેઓ તમને ભેટ આપે ત્યારે ખાસ ચેતતા રહેજો" હું કહું છું કે જે પ્રધાનો ઈસ્લામ અને પંજાબ ઉપરનો અન્યાય કાયમ કરવાનું નકકી કરી બેઠા છે તેમની પાસેથી આપણે આજે ભેટ સ્વીકારી શકીએ નહિ, ઉલટું તેમણે પાથરેલી જાળમાં આપણે ફસાઇ પડીએ નહિ તે માટે આપણે બેવડા સાવચેત રહેવું જોઈએ. એટલામાટે હું કહું છું કે આપણે કોંસીલોના ચાળે ચઢવું નહીં, અને તેની સાથે કશી લેવા દેવા રાખવી નહીં મને કેટલાક કહે છે કે

આપણે જે પ્રજાકીય લાગણીના પ્રતિનિધિઓ છીએ તે ચુંટણી માટે ઉભા રહીશું નહિ તો મોડરેટો એટલે વિનીત પક્ષ વાળાઓ કે જે તે લાગણીના પ્રતિનિધિઓ નથી તેઓ ચુંટાશે. હું અહીં સંમત થતો નથી. વિનીતો કોના પ્રતિનિધિઓ છે અને નેશનાલિસ્ટો એટલે રાષ્ટ્રીયો કોના પ્રતિનિધિઓ છે તે હું જાણતો નથી. હું જાણું છું કે વિનીત પક્ષમાં સારા એ છે અને નરસાએ છે. હું જાણું છું કે રાષ્ટ્રીય પક્ષમાં સારા એ છે, અને નરસાએ છે. હું જાણું છું કે ઘણા વિનીતો પ્રમાણિકપણે માને છે કે અસહકાર અખત્યાર કરવો તે પાપ છે. હું વિનય પૂર્વક તેમનાથી જૂદો પડું છું. હું તેમને પણ કહું છું કે તમે કૌંસિલની ચુંટણી માટે ઉભા રહેશો તો તમારી પાથરેલી જાળમાં તમેજ ફસાશો પણ તેથી મારી સ્થિતિને વાંધો આવતો નથી. મને મારા અંતઃકરણમાં લાગે કે મારે કૌંસિલમાં ન જવું જોઇએ તો મારે તો તે ઠરાવ પ્રમાણે ચાલવું જ જોઇએ, બીજા નવાણું દેશી ભાઈઓ કૌંસિલ માટે ઉભા રહે તેમાં મારે શું ? જાહેર કામો એજ રીતે થઈ શકે અને જાહેર મત એજ રીતે બંધાઇ શકે; સુધારા એજ રીતે કરી શકાય અને ધર્મનું રક્ષણ એજ રીતે થઇ શકે. ધર્મની આબરૂના સવાલ હોય તો હું એકલો હોઉં કે મારી સાથે બીજા અનેક હોય તોપણ મારે મારા સિદ્ધાન્ત પ્રમાણે ચાલવુંજ જોઇએ. એમ કરતાં મરવું પડે તો, જીવીને મારો સિદ્ધાંત ઇનકાર કરવા કરતાં એ મરવું સારૂં. આ કૌંસીલોની ચુંટણી માટે ઉભા રહેવું તે ગમે તેને માટે પણ ખરાબ છે એમ હું કહું છું. જો એક વખત આપણને એમ લાગે કે આ સરકાર સાથે આપણે સહકાર ન કરી શકીએ તો આપણે મથાળેથી

કામ શરૂ કરવું જોઇએ. આપણે સ્વાભાવિક રીતે લોકોના નેતાઓ છીએ અને પ્રજા પાસે જઈને તેમને અસહકારની વાત કરવી તે આપણો હક છે, આપણી સત્તાની વાત છે. હું એટલા માટે કહુંછું કે કોઇપણ રીતે કૌંસિલની ચુંટણી માટે ઉભાં રહેવું ને અસહકાર કરવો એ એકી સાથે કોઈપણ સરતે થઇ શકે નહિં.

## વકીલો અને અસહકાર.

મેં એક બીજી મુશ્કેલીની વાત જણાવી છે અને તે એ કે વકીલોએ વકીલાત મોકુફ રાખવી. હું બીજું શું કરૂં ? હું જાણું છું કે સરકાર પોતાની સત્તા વકીલોની મારફત જાળવી રહી છે. આજના વકીલો આપણા નેતાઓ છે, દેશની લડાઇઓ વકીલો લડે છે એ બધું ખરૂં, પણ જ્યારે સરકારની સામે ઉભા રહેવાનું આવે, જ્યારે સરકારનું ચલનવલન અટકાવી દેવાની વાત આવે ત્યારે, વકીલો ગમે તેવા સુંદર લડનારા હોય છતાં, સરકાર પોતાની મહત્તા અને સ્વમાન જાળવી રાખવા માટે વકીલો તરફ નજર કરે છે. એટલા માટે હું મારા વકીલભાઇઓને કહું છું કે વકીલાત મોકુફ રાખીને, તેમણે સરકારને બતાવી દેવું જોઇએ કે તેઓ પોતાની પદવી જારી રાખવા માગતા નથી. કારણકે વકીલો કચેરીના માન્ય અધિકારીઓ છે અને તેથી કચેરીની નિયામક હકુમત નીચે છે. જો તેઓ સરકાર સાથેના સહકારમાંથી નીકળવા માગતા હોય તો તેમણે આ માન્ય અધિકાર રાખવો જોઈએ નહિ. પણ પછી કાયદા અને બંદોબસ્તનું શું થશે ? આપણે એજ વકીલોમાંથી કાયદો અને બંદોબસ્ત કેળવી કહાડીશું લવાદી ન્યાય મંદિરો કહાડીશું અને આપણા દેશીભાઈઓને

શુદ્ધ, સાદો, ઘરઘરાઉ ન્યાય, સ્વદેશી ન્યાય આપીશું. વકીલાત મોકુફ રાખવાનો આ અર્થ.

## માબાપો અને અસહકાર.

હજુ એક બીજી પણ મુશ્કેલી મેં તમને જણાવી છે—સરકારી નિશાળોમાંથી આપણાં બાળકો ઉઠાડી લેવાં અને કોલેજના વિદ્યાર્થીઓને કોલેજમાંથી નીકળી જવાનું કહેવું તેમજ સરકારની મદદ મેળવતી નિશાળો ખાલી કરવી તે. હું બીજું શું કરી શકું ? મારે પ્રજાકીય લાગણીનું બળ માપવું છે. મારે મુસલમાનોમાં ઉંડી લાગણી છે કે નહિ તે માપવું છે. જો તેમને ઉંડી લાગણી હશે તો તેઓ આંખના પલકારામાં સમજી જશે કે જે સરકારમાંથી તેમનો વિશ્વાસ ઉઠી ગયો છે, જે સરકારનો તેમને ઈતબાર નથી, તે સરકારની ઉસ્તાદગીરી તેમને નથી જોઈતી. આ સરકારને મારે મદદ ન કરવી હોય તો તે સરકાર પાસેથી હું મદદ લઈ કેમ શકું ? હું ધારૂં છું કે આ નિશાળો અને કોલેજો સરકારના કારકુનો—નોકરો બનાવવનાં કારખાના છે. જો એ સરકાર સાથેનો સહકાર મારે પાછો ખેંચી લેવો હોય તો કારકુનો અને નોકરો બનાવવાનાં મોટા મોટાં કારખાનાંને હું મદદ ન આપું. એ વિષે ગમે તે રીતે તમે વિચાર કરી જુઓ. તમારા બાળકોને નિશાળે મોકલવા અને છતાં અસહકારનો સિદ્ધાંત માનવો એ બે તમે એક સાથે ન કરી શકો.

## ખિતાબધારીઓની ફરજ.

હું આથી પણ આગળ ગયો છું. મેં કહ્યું છે કે આપણા ખિતાબધારીઓએ પોતાના ખિતાબો છોડી દેવા જોઈએ. આ સરકારે આપેલા ખિતાબ અને મરતબા તેમનાથી કેમ ધારણ કરી શકાય ? જ્યારે પ્રજાકીય આબરૂ તેમના હા-

થમાં સલામત છે એમ આપણે માનતા હતા ત્યારે એ ખિતાબો આબરૂની નિશાની રૂપ હતા. પણ હવે જ્યારે આપણે એમજ માનીએ છીએ કે આ સરકાર પાસેથી આપણે ન્યાય મેળવી શકીશું નહીં ત્યારે તે આબરૂની નિશાનીરૂપ રહ્યાં નથી પણ બેઆબરૂની નિશાનીરૂપ થયા છે. દરેક ખિતાબધારી તે ખિતાબ અને મરતબો પ્રજાના ટ્રસ્ટી તરીકે ધારણ કરેછે. અને સરકાર સાથેનો સહકાર બંધ કરવાના આ પહેલા પગથીઆમાં તેમણે એક ક્ષણનો પણ વિચાર કર્યા વિના પોતાના ખિતાબો છોડી દેવા જોઇએ. હું મારા મુસલમાનભાઇઓને કહું છું કે આ પહેલી ફરજમાં તેઓ પાછા પડશે તો તેઓ જરૂર અસહકારમાં નિષ્ફળ જશે, પછી ફ્રાન્સ રાજક્રાન્તિ વખતે માણસો નેતાઓને બાજુ મૂકી, રાજ્યનો લગામો હાથમાં લઇ વિજય વાવટા સુધી કુચ કરી શકયા હતા તેમ લેકો જ ઉંચા વર્ગને એક કોરે રાખી અસહકાર પોતાના હાથમાં લઇ લે અને પોતાની મેળે લડાઈ લડી શકે તો જૂદી વાત. મારે રાજ્યક્રાન્તિ નથી જોઇતી. મારે નિયમસર આગળ વધવું છે મારે નિયમ વિનાની વ્યવસ્થા નથી જોઈતી. મારે અનવસ્થા નથી જોઈતી. આ અનવસ્થાને ભૂલથી વ્યવસ્થા ધારવામાં આવે છે તેમાંથી મારે સુ વ્યવસ્થા ઉપજાવવી છે. કોઇ જુલમગારે કારોબારની જુલમી લગામો ઝાલી રાખવા વ્યવસ્થા કરી હોય તો તે મારે મન વ્યવસ્થા નહિ પણ દુર્વ્યવસ્થાજ છે. આ અન્યાયમાંથી મારે ન્યાય ઉપજાવવો છે. એટલા માટે આ નિષેધાત્મક અસહકાર હું સૂચવું છું. જો આપણે મત્ર આ શાંતિવાળા અને અમોઘ સિધ્ધાંતનું રહસ્ય સમજી જઇએ તો તમે સમજશો અને જોશો કે જ્યારે તેઓ તમારા સામે તરવાર ઉગામે ત્યારે તમે એક ગુસ્સાનો શબ્દ પણ કાઢશો નહિ

અને એક આંગળી સરખીયે ઉંચી કરશો નહિ, તો લાકડી કે તરવારની તો વાતજ કયાં રહી ?

## અસહકાર એ શહેનશાહતની સેવા છે.

તમે ધારશો કે મેં આ શબ્દો ગુસ્સાથી કહયા છે કારણ કે આ સરકારની રીતભાત મેં અનીતિવાળી, અન્યાયી, નીચ અને જુઠ્ઠી ગણી છે. હું બહુજ વિચાર પૂર્વક આ બિશેષણો વાપરૂં છું. મેં આ વિશેષણો મારા એક ખરા ભાઈ વીષે કહ્યાં છે. તેની સાથે મેં ૧૩ વરસ સુધી અસહકારની લડાઈમાં કામ કરેલ છે. અને જો કે એ મારા ભાઈના અવશેષ રાખથી ઢંકાયેલ છે તો પણ હું તમને કહું છું કે જ્યારે તેની યોજનાઓ તે અનીતિના પાયા ઉપર રચતો ત્યારે હું તેને મોઢામોઢ કહેતો કે તું અન્યાયી છે. હુ તેને કહેતો કે તું સત્યના પક્ષમાં ઉભો રહેતો નથી. એવીજ રીતે હું બ્રિટીશ પ્રજાને કહું છું કે હું તેમને ચાહું છું અને તેમની સાથે મારે સાહચર્ય રાખવું છે પણ તે સાહચર્ય મારે સ્પષ્ટ સરતો ઉપર જોઈએ. મારે મારૂં સ્વમાન જોઈએ અને તેમની સાથે પુરેપુરી સમાનતા જોઇએ. બ્રિટીશ લોકો સાથે એ સમાનતા મને ન મળે તો એ બ્રિટીશ સંબંધ મારે ન જોઈએ. જો મારે બ્રિટીશ લોકોને જવા દેવા પડે અને તેથી પ્રજાના કામકાજમાં થોડો વખત અવ્યવસ્થા થાય અથવા કામકાજ અટકી પડે તો બ્રિટીશ જેવી મહાન પ્રજા પાસેથી અન્યાય લેવા કરતાં એમ થાય તે હું વધારે પસંદ કરૂં. આ અસહકાર આગળ કરીને અને આ બહિષ્કાર–નામદાર પ્રીન્સ ઓફ વેલ્સનો નહી, પણ પ્રજા ઉપરનો કાબુ વધારે મજબુત કરવાને સરકારે ગોઠવેલી મુલાકાતનો બહિષ્કાર–કરવાનું કહીને આજ સુધી ન કરી હોય એવી ભારે સેવા શહેનશાતની મેં બજાવી છે, અને

તમે જોશો કે આ આખું પ્રકરણ પુરૂં થવાનો વખત આવશે ત્યારે મી. મૉન્ટેગ્યુની પછીના હોદ્દેદારો મને તેને માટે માન આપશે. હું એકલો પડી જાઉં, આ મુલાકાતને આવકાર ન આપવાનું આ પ્રજાને હું સમજાવી ન શકું તો પણ મારાથી બને તેટલું કરીને હું તે નજ થવા દઉં. હું તેજ કારણથી તમારી આગળ ઉભો રહીને આ ધર્મયુધ્ધ કરવાને તમને પ્રાર્થના કરૂં છું. પણ આ ધર્મયુધ્ધ–આ જહાદની વાત તમને કોઈ કલ્પનામાં રમનાર કે ઓલીઓ કહે છે એમ ન માનશો. હું કલ્પનામાં રમનાર નથી, હું ઓલીઓ હોવાનો દાવો રાખી શકતો નથી. હું દુનિયાનો માણુસ છું, હું દુનિયાદારીનો માણુસ છું, તમે છો તેવોજ અથવા તમે હો તે કરતાં પણ કદાચ વધારે સાધારણ માળી જેવો છું. તમારા જેટલીજ નબળાઈઓ મારામાં હોવાનો સંભવ છે. પણ મેં દુનિયા જોઈ છે, આંખો ઉઘાડી રાખીને હું દુનિયામાં રહયો છું માણુસના નસીબમાં હોઈ શકે તેવી સખતમાં સખત કસોટીએ હું ચઢેલો છું. હું તપશ્ચર્યામાં થઇને બ્હાર નીકળેલો છું, મારા પવિત્ર હીંદુ ધર્મનું રહસ્ય હું સમજેલો છું, મારા સમજવામાં આવ્યું છે કે અસહકાર એ માત્ર સાધુની ફરજ નથી પણ દરેક સામાન્ય શહેરીની ફરજ છે. ભલે તેનામાં બહુ જ્ઞાન ન હોય, ભલે તેને વધારે જ્ઞાનની દરકાર ન હોય, પણ જે માણુસ પોતાની સામાન્ય ખાનગી ફરજો બજાવવા માગતો હોય તેની તે ફરજ છે. યુરોપના લોકો પોતાના સામાન્ય વર્ગોને, પોતાનાં ગરીબ માણુસોને પણ તરવારનો સિધ્ધાન્ત શીખવે છે. પણ હિંદુસ્તાનના ઋષિઓ. જેઓ હિંદુસ્તાનની પ્રાચીન પરંપરા જાળવી રહ્યા છે તેઓએ હિંદુસ્તાનના સામાન્ય વર્ગોને તરવારનો નહી, પશુબળનો નહી પણ સહનશીલતાનો, તપશ્ચર્યાનો સિધ્ધાન્ત ભણાવ્યો છે, અને તમે અને

હું આ પહેલોજ પાઠ ભણી લેવાને તૈયાર ન હોઇએ તો આપણે તરવાર બહાર કાઢવાને પણ તૈયાર નથી અને એ પાઠ મારા ભાઈ શૌકતઅલી પોતે ભણીને આપણને ભણાવે છે અને એટલા માટે આજીજી અને નમ્રતાથી મેં જે શિખામણ ધ્યાનમાં લેવા કહ્યું તે સ્વીકારીને તેઓ કહે છે "અસહકાર ઘણું જીવો." ઈંગ્લંડમાંથી પણ નાનાં બાળકોને નિશાળમાથી ઉઠાડી મેલ્યાં હતાં, અને કેમ્બ્રીજ અને ઓકસફર્ડની કોલેજો બંધ થઇ હતી તે કૃપા કરી યાદ રાખજો. વકીલો કલમ મૂકી દઇને બંદૂકો પકડી ખાઈમાં લડતા હતા. હું તમને ખાઈમાં જવાનું કહેતો નથી પણ ઇંગ્લંડનાં સ્ત્રી પુરૂષ અને બહાદુર છોકરાઓએ જે આપભોગ આપ્યો તે આપવાનું કહું છું. યાદ રાખજો કે જે પ્રજા સામે તમે યુદ્ધ આદરો છો તે પ્રજાની રગેરગમાં, પ્રસંગ આવ્યે, આપભોગ આપવાનો જુસ્સો વ્યાપી રહે છે. યાદ કરો કે, બોર લોકોના નાની ટુકડીએ એક જબરદસ્ત પ્રજા સામે જક્કી ટક્કર લીધી હતી. પણ તેમના વકીલોએ કલમ છોડી દીધી હતી. તેમની માતાઓએ નિશાળ અને કોલેજમાંથી છોકરા ઉઠાડી મૂકયાં હતાં અને છોકરાંઓ પ્રજાનાં સ્વયંસેવકો બન્યાં હતાં. મેં મારી સગી આંખે તેમને જોયાં છે જે આપભોગ દરેક લડાઈ પહેલાં થવો જોઇએ તે આપભોગનો સંદેશો સાંભળવાને હું હિંદુસ્તાનના મારા દેશભાઇઓને કહું છું. તમે હિંસાને માનનરા હો કે અહિંસાને માનનારા હો તો પણ તમારે આપભોગ અને તપના અગ્નિમાં થઇને નીકળવુંજ પડશે. ધારેલે નિશાને પહોચવાને માટે ઈશ્વર તમને અને તમારા નેતાઓને ડહાપણ હિંમત અને ખરૂં જ્ઞાન આપે. ઇશ્વર હિંદુસ્તાનના લોકોને ખરો માર્ગ દેખાડે, ખરી દૃષ્ટિ આપે અને આ આપભોગનો માર્ગ જે મુશ્કેલ છે છતાં સહેલો છે તે માર્ગે જવાની શક્તિ અને હિંમત આપે.

# ત્રીચીનાપલ્લીનું ભાષણ.

મહાત્મા ગાંધીએ ત્રીચીનાપલ્લીમાં તા૦ ૧૮મી ઓગસ્ટ ૧૯૨૦ ના રોજ નીચે પ્રમાણે ભાષણ કર્યું:—

ત્રીચીનાપલ્લીના શહેરીઓએ મને અને મારા ભાઈ શૌકતઅલીને જે ભારે આવકાર આપ્યો છે તેને માટે હું અમારા તરફથી તમારો આભાર માનુ છું અમને તમે જે અનેક માનપત્રો આપ્યાં છે તેને માટે પણ તમારો આભાર માનું છું. પણ મારે કાલની વાત શરૂ કરવી જોઇએ.

કેટલાંએક કારણોને લઇને તમારી પીછાન તાજી કરતાં મને ઘણો આનંદ થાય છે. આ કારણો બતાવવાની જરૂર નથી ત્રીચીનાપલ્લી, મદુરા અને થોડીક જગાઓનાં નામો હું દઈ શકું છું. તેમની પાસેથી ભારે ચીજોની હું આશા રાખું છું મદ્રાસના કીનારા ઉપરનું મારૂં અસહકારનું ભાષણ તમે વાંચ્યું હશે એમ હું માની લઉં છું. આ મહાસભામાં તમારો વખત ન લેતાં રા. કસ્તુરીરંગ આયંગરના ભાષણમાંથી ઉપસ્થિત થતી એક બે વાતો વિષે હું કહેવા માગું છું. તેમના કહેવાનું તાત્પર્ય એ છે કે અસહકાર વિષે કોંગ્રેસના ઠરાવની મારે રાહ જોવી જોઇએ. એમ કરવું અશક્ય હતું કારણ કે મુસલમાનોને, હીંદુઓથી અલગ, પોતાના ધર્મને અંગે ફરજ બજાવવાની હતી અને હજુ પણ છે. પોતાના ધર્મના ફરમાન સિવાય બીજા કોઈ ફરમાનની રાહ જોવી તેમનાથી બને તેમ નહોતું. કારણ કે આ બાબત ઈસ્લામની ઇજ્જત સાથે નજીક સંબધ ધરાવે છે. એટલા માટે તેમણે તો ચોખ્ખો કુલ જેવો પોતાનો કાર્યક્રમ ઘડી કોંગ્રેસને પગે પડવાનું છે અને તે

કાર્યક્રમ ઉપર કોંગ્રેસની દુવા માગવાની છે. અને એ પ્રજાકીય સભાની દુવા મેળવવાને તેઓ ભાગ્યશાળી ન થાય તોએ મહાન સભાનું અપમાન કરવાનો ઇરાદો રાખ્યા સીવાય કામ કર્યે જવું એ એમની અચુક ફરજ છે. તેમજ જે હિંદુ પોતાના મુસલમાનભાઇને ભાઈ માનતો હોય અને મુસલમાનનો પક્ષ વાજબી છે માટે તેને ટેકો આપવા ઈચ્છતો હોય તે દરેક હિંદુની પણ પોતાના મુસલમાનભાઈ સાથેજ યાહોમ કરવાની ફરજ છે. આપણા નેતા અસહકારના સિધ્ધાન્તની સાથે તકરાર કરતા નથી, પણ અસહકારની ત્રણ મુખ્ય બાબતો સામે વાંધો લે છે.

## કોંસિલની ચુંટણી.

તેઓ એમ માને છે કે કોંસિલની ચુંટણીને માટે ઉભા રહેવું અને કૌંસિલની ભૂમિ ઉપરજ આપણી લડાઈ લડવી. કોંસિલની ભૂમિ ઉપર લડાઈ લડી શકાય અને તે પણ બાદશાહી લડાઇ લડાય તેની હું ના કહેતો નથી આપણે છેલ્લાં ૩૫ વરસથી એમ કરતા આવ્યા છીએ પણ તમને અને એમને હું વિનય પૂર્વક કહેવાની હિમત કરૂં છું કે એ અસહકાર ન કહેવાય અને અસહકારની અરધી ફતેહ પણ તેમાં મળવાની નહિ જે લોકો મનમાં અમુક ગાંઠ વાળી બેઠા છે અને અમુક ધોરણે ચાલવાનું નક્કી કરી બેઠા છે તે લોકોને લડાઈથી કે નડતરથી ખાત્રી કરી આપવાની આશા રાખવી વ્યર્થ છે. વૈદકની ભાષામાં કહીએ તો આવું મિશ્રણ એ વિપયોગ કહેવાય તેમાંથી તમને કશો લાભ થવાનો નહિ. પણ જો તમે કૌંસિલનો સમૂળગો બહિષ્કારજ કરો તો તેથી ખિલાફતના અન્યાય અને પંજાબના અન્યાય વિષે એવો જાહેર

લોકમત કેળવશો કે જેની સામે થવું અશક્ય બને. કૌંસિલમાં જવાનો પહેલો ફાયદો એ હોવો જોઈએ કે રાજકર્તાઓ સદ્ભાવ રાખે. એ તો બિલકુલ છે જ નહિ. સદ્ભાવને બદલે માત્ર અન્યાયજ છે. પણ મારે હવે બીજા મુદ્દાપર જવું જોઈએ.

## વકીલોની વકીલાત.

વકીલોએ વકીલાત બંધ રાખવા બાબતના રા. કસ્તુરંગ આયંગરના બીજા વાંધાં ઉપર હવે હું આવું છું. દૂધ જાતે તો સારૂં છે પણ તેમાં જરા પણ સોમલ ભળે એટલે તરતજ તે તદ્દન ઝેરી થઈ જાય છે. તેવીજ રીતે કચેરીઓમાં થઈને સામ્રાજ્ય સત્તાનો ન્યાય નીતરીને આવે અને સામ્રાજ્ય સત્તા ન્યાય કરવા ઈચ્છતી હોય ત્યારે ન્યાયની અદાલતો સારી છે. અદાલતો એ સત્તાનું મોટામાં મોટું ચિન્હ છે અને અસહકારની લડતમાંથી અદાલતો બચી જાય તો તમે અસહકાર કરવાનો દાવો કરી શકો નહિ. પણ તમે તેમનો વાંધો સંભાળથી વાંચશો તો તમને સમજાશે કે આપણો દેશ વકીલોને જે હાંક મારે છે તેનો જવાબ વકીલો નહીં આપે એવી એમને મોટી દહેસત છે અને એજ તેમનો વાંધો છે અસહકારની ખરી ખુબી અહીંજ સમાએલી છે. જો એકજ વકીલ એકલોજ વકીલાત બંધ રાખશે તો એટલુંએ દેશનું ભલું થશે અને તેથી, અદાલતો મારફત સરકાર જે સત્તા ચલાવે છે તે, એક વકીલ અસહકાર કરે કે અનેક કરે તો પણ આપણે પડાવી લઈશું એવી જો આપણને ખાત્રી હોય તો આપણે એ માર્ગ ગ્રહણ કરવોજ જોઈએ.

## સરકારી નિશાળો.

સરકારી નિશાળની યોજના સામે પણ તેઓ વાંધો બતાવે છે. મેં વકીલો સંબંધી કહ્યું તેજ હું અહીં પણ કહી

શકું કે આપણે અસહકાર કરવોજ હોય તો આપણે સરકાર પાસેથી કંઇપણ મહેરબાની લેવી જોઇએ નહિ, પછી તે મહેરબાની ગમે તેટલી લાભકારક હોય. આવા મહાન યુધ્ધમાં, કેટલી નિશાળો આપણું માનશે અને કેટલાં માબાપે આપણું માનશે એમ ગણવા બેસાય નહિ. જેમ કોઇ ભૂમિતીનો સિધ્ધાન્ત કઠણ હોય છે અને સહેલી રીતે સાબીત થઇ શકતો નથી તેમજ અમુક પ્રજાકીય પ્રગતિની ભૂમિકા મુશ્કેલ છે એમ કહીને તમારાથી તે માર્ગ છોડી દેવાય નહિ. એમ કરો તો પ્રગતિ કરવા ઇચ્છનારી આખી પ્રજાને બનવાનું થાય. ( આટલે આવ્યા પછી સભાના એક ભાગમાં કંઇક ધમાધમ થઇ અને થોડી વારે તે બંધ રહ્યા પછી મહાત્માજીએ નીચે પ્રમાણે આગળ ચલાવ્યું. )

અસહકાર અને સહકારનો એક સુંદર પાઠ આપણને અહીં મળ્યો. ( હસાહસ ) થોડા જુવાન માણસો ત્યાં લડવા લાગ્યા ત્યારે આપણને અસહકારમાં એક શિખામણ મળી. લડવું એ ભયંકર શસ્ત્ર છે, મને એની જરાએ શંકા નથી. એક માણસને જો અસહકાર કરવાનો દૃઢ નિશ્ચય હોય તો તે આખી સભામાં ગરબડ કરી મૂકે. ( હસાહસ ) અને તેનો આપણને નજરો નજર દાખલો આ રાત્રે મળ્યો. ( ફરી હસાહસ ) પણ આપણા અસહકારમાં જબરદસ્તી નથી અને તેની મૂળ શરતો બરાબર પાળીએ તો તેમાં જરા પણ ભૂલ ખાવા પણું નથી. જો અસહકાર ન ચાલે તો, તેના પોતાનામાં જીવ નથી માટે ન ચાલ્યો એમ ન સમજવું, પણ લોકોએ તે અમલમાં મૂકયો નહિ અથવા તેના સાદા સિધ્ધાન્તો લોકો સમજી શકયા નહિ માટે ન ચાલ્યો એમ સમજવું. સહકારનો પણ તાજો દાખલો અહીં આપણી આગળ

હમણાં બન્યો હતો; ( હસાહસ ) પેલી ભારે ખુરશી એટલા માણસોના માથાપર થઈને ચાલી ગઈ તેનું કારણ એ કે દરેક માણસ તેને પોતાના માથેથી દૂર કરવાને પોતાનો નાનો હાથ ઉંચો કરવા ધારતો હતો અને તેવીજ રીતે પેલો ભારે ઘુમ્મટ પણ સ્ત્રી પુરૂષ અને છોકરાઓના સહકારથી આપણી નજર આગળથી ખસેડવામાં આવ્યો. દરેક માણસ માને છે અને સમજે છે કે આ આપણી સરકાર તેની પાસે હથીઆર છે તે હથીઆરના બળથી નહિ પણ લોકોના સહકારથી નભે છે. ( સાંભળો, સાંભળો. ) અને જરા પણ અનુમાન કરતાં આવડતું હશે તે તમને કહેશે કે એની ઉલટી બાબત પણ એટલીજ ખરી છે. ( હસાહસ ) એટલે કે જે સહકાર ઉપર સરકાર ટકી રહી છે તે લઈ લ્યો તો સરકાર નભી શકે નહિ. મુશ્કેલીઓ છે તેમાં શક નથી. ભાષણો કરીને ઘાંટા બેસાડવા એજ આપણે અત્યાર સુધી શીખ્યા છીએ. મુકદ્દમા, પૈસો, એશઆરામનો પણ ભોગ આપતાં આપણે શીખવું જોઇએ અને તે આપણે ખુદ અંગ્રેજો પાસેથીજ શીખી શકીએ. જેણે અંગ્રેજી ઈતિહાસ વાંચ્યો છે તે દરેક જાણે છે કે જે પ્રજા ઘણો આપભોગ આપી શકે તેવી છે તેની સામે આપણે લડાઈમાં ઉતર્યા છીએ અને પૂરેપૂરો આપભોગ કર્યા સિવાયના હિંદુસ્તાનના કરોડો સંતાનો દુનિયામાં પોતાની નામના કાઢી શકશે નહિ તેમજ પોતાનું સ્વાભિમાન મેળવી શકશે નહિ.

## બ્રિટિશ માલનો બહિષ્કાર

આમણા ચિત્રે બ્રિટિશ અથવા પરદેશી માલના બહિ-

ષ્કાર વિષે કહ્યું છે. બધા પરદેશી માલનો બહિષ્કાર એનો અર્થજ સ્વદેશી. તેઓ એમ માને છે કે પરદેશી માલના બહિષ્કારમાં ઘણા વધારે માણસો ભળશે. ઘણાએ વરસોનો મને અનુભવ છે તે ઉપરથી અને વેપારી વર્ગો સાથેના ગાઢા પિછાનથી હું તમને કહેવાને હિંમત કરૂંછું કે પરદેશી માલનો બહિષ્કાર અથવા બ્રિટિશ માલનો બહિષ્કાર મેં કહ્યો છે તેમાંના કોઈ પણ પગલાં કરતાં વધારે અવહેવારૂ છે. મેં જે જે પગલાં કહ્યાં છે તેમાં ખરૂં જુઓ તો પૈસાનો ભોગ આપવો પડતો નથી. પણ બ્રિટિશ અથવા પરદેશી માલના બહિષ્કારથી તમે તમારા જંગી વહેપારીઓને હાથે કરીને ખોટમાં બેસારો છો. એ કરવાનું તો છેજ પણ એ ઘણુંજ ધીમે ધીમે થવું જોઈએ. મેં જે પગલાં કહ્યાં છે તે બધાને માટે એમ કહી શકાય, એ હું જાણુંછું. પણ માલનો બહિષ્કાર એક સજા તરીકે તમે ગણોછો અને સજા તમે કરી શકો ત્યારેજ તેની અસર થાય. મેં જે કહેવાની હિંમત કરી છે તે સજા નથી, પણ આપણે બજાવવાની એક ફરજ છે, આપણી મેળે કરવાનું આત્મસંયમનું સાધન છે, અને એટલા માટે એકજ માણસ તે શરૂ કરે તો ત્યારથીજ તેની અસર થવા માંડે છે અને એકલો એક માણસ પણ રીતે ફરજ અદા કરે તો તેથી પ્રજાની સ્વતંત્રતાનો પાયો નખાય છે.

## ઉપસંહાર.

પ્રજાની ઇજ્જત અથવા ઇસ્લામની ઇજ્જત મુસલમાનોને જાળવી રાખવી હોય તો તે જળવાશે તેમાં જરાએ

અંદેશો રાખવો નહિ, પણ તે સજા કરવાથી કે એક પછી એક સજાઓ કરવાથી નહિ પણ પૂરેપૂરા આપભોગથી જળવાશે એ વાત આપણી પ્રજા અને આપણા મુસલમાન ભાઈઓ સમજે એ બાબત મને ઘણીજ કાળજી છે. આપણા બધા નેતાઓ માટે હું બહુજ વિનયપૂર્વક બોલવા ઇચ્છા રાખું છું પણ તેમને ગમે તેટલું માન આપવા આપણે ઇચ્છતા હોઇએ તોપણ તેથી દેશને આગળ વધવાનો રસ્તો બંધ થવો કે અટકવો ન જોઇએ અને આપણા ઇતિહાસના આ ઘણાજ કટોકટીના સમયે દેશે પોતાનો રસ્તો પસંદ કરવો જોઈએ એવી મારી ઇન્તેજારી છે. હથિયારના બળથી બ્રિટિશ પ્રજાના હાથમાંથી રાજદંડ પડાવી લેવાના માર્ગ આપણી પસંદગીમાં છેજ નહિ એ ચોખ્ખું છે, આપણે જે પસંદગી કરવાની છે તે ખિલાફત અને પંજાબનો એવડો અન્યાય ખમી લેવો, પ્રજાની નામર્દાઈ કબુલ કરી લઈ અમાનો નીચે મ્હોંએ સહી લેવાં કે દરેક સ્ત્રી, પુરૂષ, અને છોકરાએ આપભોગ આપીને આજે હિંદુસ્તાનની ઇજ્જત બચાવવી, એ બે માર્ગોમાં રહેલી છે; અને જેમને ખાત્રી થાય કે આપણે આ એકજ બાબત પસંદ કરવાની રહી છે તેમણે કૅાંગ્રેસના ફરમાન કે પોતાના અંતરાત્માના ફરમાન સિવાય બીજા કોઈ પણ ફરમાનની રાહ જોવાની નથી. પ્રજા પોતે પસંદગી નક્કી કરે ત્યાં સુધી તમારે અને મારે રાહ જોવાની નથી, પણ આપણી વાતની સચ્ચાઈની આપણને ખાત્રી થઈ હોય તો આની આજ રાત્રે આપણે તે પસંદગી નક્કી કરી દેવી જોઇએ. માટે, ત્રિચીનાપલ્લીના શહેરીઓ! તમારે આખા હિંદુસ્તાનની રાહ જોવાની નથી, પણ જો

તમે હજુ કાંઇ કર્યું ન હોય તો તમારે અસહકારનું પહેલું પગલું અમલમાં મૂકવાનું છે અને કાલથીજ કામ શરૂ કરવાનું છે. તમારા ખિતાબો કાલેજ તમે પાછા આપી શકો. ( ખુશાલીના પોકારો ) કાલેજ બધા વકીલો વકીલાત છોડી દઈ શકે; જેઓ બીજા કોઈ સાધનથી પોતાનો નિભાવ ન કરી શકે તેઓ પોતાનો સઘળો વખત અને ધ્યાન ખિલાફત કમિટી આગળ રજુ કરે તો તે કમિટી તેમનો સહેલાઈથી નિભાવ કરી શકે; અને જો વકીલો મહેરબાની કરે તો તમે જોઈ શકશો કે ખાનગી લવાદીથી તમારી તકરારો પતાવવામાં જરાએ મુશ્કેલી નથી. જો તમારામાં નિશ્ચય અને આગ્રહ હોય તો-કાલથીજ તમારી નિશાળોને રાષ્ટ્રીય બનાવી શકો. જો તમારામાંથી થોડાકજ આનો વિચાર કરે તો-આ કામ મુશ્કિલ છે તે હું જાણુંછું પણ આ જંગી સભા આખી એક મનની હોય તો આપણે અહિં બેઠા છીએ તેના જેવુંજ તે સહેલું છે. પેલી ખુરશી લઈ જવાનું તમારે મન જેવું સહેલ હતું તેવુંજ સહેલું આ કાર્યક્રમ કાલથીજ અમલમાં મૂકવાનુ કામ છે. પણ તમારામાં એક નિશ્ચય, એક આગ્રહ જોઇએ, તમારા દેશને માટે પ્રેમ જોઇએ, તમારા દેશ અને ધર્મની ઈજ્જતને માટે પ્રેમ જોઈએ.

# બેજવાડાનું ભાષણ.

તા. ૨૩-૯-૧૯૨૦ ના રોજ બેજવાડા મુકામે મહાત્મા ગાંધીજીએ ગ્રામ્ય પંચાયત અને અસહકાર વિષે નીચે પ્રમાણે ભાષણ આપ્યું.

મેં આજ સવારે તમને કહ્યું હતું તેમ હિંદુ મુસલમાનની એકતા એ હિંદુસ્તાનની પ્રગતિને માટે એક જરૂરની સરત છે. મારા સમજવા પ્રમાણે આજે બેજવાડામાં હિંદુ મુસલમાન વચ્ચે જરા ચડભડ થઇ હતી. મારા ભાઈ મૌલાના શૌકતઅલીએ બન્ને કોમો વચ્ચેની તકરારનો નિવેડો લાવી અસહકારની પહેલી ભૂમિકાની એક કલમ કેવી આબાદ કામ કરે છે તે જાતે બતાવી આપ્યું છે. બેમાંથી કોઈ પણ પક્ષના વકીલ સિવાય તેઓ તકરારનો ફડચો કરવા બેઠા.. સવાલનો વિચાર કરવા માટે તેમને વખતો વખત મુદતો પડવાની જરૂર પડી નહીં. તેમની ફીમાં માત્ર એક ભાંગી તૂટી સીસાપેન હતી. જો બધા વકીલો વકીલાત બંધ કરે અને ખાનગી તકરારોના નિવેડા માટે લવાદ નીમે તો આપણે પણ તેમજ કરવાનું રહે. પણ એટલીએ તકરાર શા માટે? તે તકરારના કારણનો જો તમે વિચાર કરો તો તમને બહુજ હસવા જેવું લાગે. મસીદ આગળ થઇ જતાં હિંદુઓએ વાજાં વગડાવ્યાં એ એનું કારણ હતું. હું ધારૂં છું કે એમ કરવું યોગ્ય ન ગણાય. હિંદુ મુસલમાનની એકતાનો અર્થ એવો નથી કે મુસલમાનોની

લાગણીઓ અને વિચારોને માન આપવાનું બંધ કરવું. આ વાજા વગાડવાના સવાલથી બે કોમો વચ્ચે ઘણીવાર ટંટા થયા છે તેથી, જો હિંદુ મુસલમાનની ખરી એકતા કરવી હોય તો પોતાના મુસલમાન ભાઈઓની લાગણી જેનાથી દુખાય એવું કામ જાણી જોઇને કદાપિ ન કરવું એજ હિંદુઓને લાઝિમ છે. ધર્મની બાબતની ઉદારતાનો જે મહાન જુસ્સો મુસલમાનોમાં વિકાસ પામતો જાય છે તેનો ખોટો લાભ લઇને તેમને ચીડવે તેવાં કામ આપણે ન કરવાં જોઇએ. મસીદ આગળ વાજાં વગાડવાં ચાલુ રાખવાં એવો કાંઈ હિંદુઓનો સિદ્ધાન્ત નથી. વળી હવે આપણે મુસલમાન લાગણીને આપણી મેળે માન આપવા ઇચ્છીએ છીએ તેમજ મુસલમાનોની આફતના વખતમાં આપણે તેમને મદદ આપવાનું કહીએ છીએ, તેવે વખતે તો આપણે બેવડાં કાળજીવાળાં રહેવું જોઇએ. એ મદદ ઘણીજ નમ્રતાથી અને પોતાની હકની જરા પણ મગરૂરી કર્યા વિના આપવી જોઇએ. મારા મુસલમાનભાઇઓને હું એમ કહીશ કે તેમની ધર્મની લાગણી દુભાય એવું કોઈ હિંદુએ કર્યું હોય ત્યારે પોતાપર કાબુ રાખવો અને ચીડાઈ ન જવું એ તમારી મોટાઇને લાઝીલ છે. તે ગમે તેમ હોય; પણ આવી જાતની કોઈ પણ તકરાર પતાવવાને માટે આજે તમે એક ઉપાય હાથ કરી લીધો છે. આજે બપોરે કર્યું તેમ આપણી તકરારોનો નિવેડો આપણે લવાદીથીજ આણવો. આખી કોમ ઉપર મૌલાના શૌકતઅલી જેવી લાગવગ ચલાવે છે તેવી ચલાવનાર બીજો કોઈ તમને હમેશ મળી શકે નહિ. પણ ગામો અને શહેરો ઉપર લાગવગ ચલાવે તેવા અને બન્ને

કોમનો જેમના ઉપર વિશ્વાસ હોય તેવા માણસો આપણાં પોતાનાં ગામ, શહેર અને જીલ્લામાંથી જોઇએ તેટલાં મળી રહે. જે પક્ષને નુકસાન થયું હોય તેમણે કાયદો હાથમાં નહીં લેતાં એવા પુરૂષોની પાસેજ જવું જોઈએ.

મને એમ જણાવતાં ઘણો આનંદ થાય છે કે રા. કાલેશ્વરરાવે નવી ધારાસભાની ચુંટણીમાં બ્હાર પડવાનું માંડી વાળ્યું છે. વધારામાં ભાઈ ગુલામ મોહીઉદ્દીને પણ પોતાના ઓનરરી માજીસ્ટ્રેટ પદનું રાજીનામું મોકલી આપ્યું છે, એ પણ આનંદનો વિષય છે. હું આશા રાખું છું કે આ બન્ને દેશભકતો એ ઉપરથી એમ તો નહીંજ માની લે કે તેઓ તેમની છેલ્લામાં છેલ્લી ફરજ બજાવી ચૂક્યા અને હવે વધુમાં તેમને કંઇજ ત્યાગવાપણું નથી રહેતું. હું તો એ ભાઈઓ પાસેથી એવી આશા રાખી રહ્યો છું કે આ પગલાને તેઓ મહાન્ હેતુ અને ઉત્સાહના પ્રથમ પગથીઆ રૂપજ લેખે અને કાઉન્સીલોના બહિષ્કાર વિષે પોતાના જીલ્લાના મતદારોને કેળવવાનું કાર્ય હાથ ધરે. બીજે એક પ્રસંગે હું કહી ચૂકયો છું કે હિંદને આવો સંધીકાળ સૈકા સુધી પણ નહિ મળે. ઈસલામ ઉપરની આફતે મુસલમીન ભાઇઓને જેટલા મજબૂત બનાવ્યા છે તેટલા તેઓ બીજા કશાથી ન બન્યા હોત. એ આફતે મુસલમાન ભાઈઓ અને બ્હેનોની ઘોર નિદ્રા ઉડાવી દીધી છે. તેવીજ રીતે અમૃતસરની પ્રસિદ્ધ ગલ્લીમાં એક પંજાબીને પેટે ચાલવાની ફરજ પાડવામાં આવી તેજ દિવસે આખું હિંદ પેટે ચાલ્યું એમજ હું તો માનું છું. અને જો એવી પામર અવસ્થામાંથી

બહાર નીકળી સંસારની સન્મુખ ટટ્ટાર ઉભા રહેવા ઈચ્છતા હોઈએ તો તે માટે ભગીરથ પ્રયાસ કર્યેજ છુટકો છે. ના. વાઈસરોયે કાઉન્સીલના શરૂઆતના ભાષણમાં કહ્યું હતું કે તેઓ પંજાબના બનાવો વિષે કંઇ ટીકા કરવાની ખાહિશ ધરાવતા નથી. તેઓ એમ માનતા જણાય છે કે હવે એ પ્રકરણ પૂરૂં થઇ ગયું અને તેથી તેનો નિર્ણય કરવાનું કામ ભવિષ્યના ઇતિહાસ ઉપરજ છોડી દેવું. હું તમો બેઝવાડાના ભાઈઓને એમ કહેવાની હિંમત કરૂં છું કે જો હિંદની પ્રજા એ ઉદ્દગારને અંતીમ નિર્ણય માની લે તો પેટે ચાલવાની પામર સ્થિતિમાંથી હિંદ ઉંચે નજ ચડી શકે, એટલુંજ નહીં પણ જો દુનીઆની પ્રજાઓ આગળ આપણે આબરૂ સાથે ઉભા રહેવા માંગતા હોઈએ તો જ્યાં સુધી પંજાબના અન્યાયોનો પુરેપુરો બદલો ન મળે ત્યાં સુધી હિંદનો કોઈ પણ સ્ત્રી, પુરૂષ કે બાળક નિરાંતે જંપીને બેસી ન શકે. ખીલાફતની આફતને વિષે પણ મારો એવોજ નમ્ર અભિપ્રાય છે કે હિંદના મુસલમાનો જો પોતાને માથે ઝઝુમી રહેલા વાદળને વીખેરી નાખવાનો પ્રયત્ન નહિ કરે તો તેઓ જે પયગમ્બરના નામની સવારે–સાંજે કલમો પઢે છે તેમના અનુયાયી તરીકેનું માન ગુમાવી બેસશે, અને પોતાની જાતને મુસલમાન તરીકે ગણવાનો દાવો ખોઈ બેસશે. પરંતુ જો આ પ્રસંગે આપણી વિરૂદ્ધ જે શક્તિઓ ગોઠવાઈ રહી છે તેનો બરાબર આંક ન કાઢીએ તો આપણે ગંભીર ભૂલ કરી બેસીએ, હિંદ પોતાનો આત્મઘાત કરી બેસે. આપણે એક બળવાન અને શક્તિશાળી સરકારની સામે થવાનું છે. તેની પાસે બળવાન, હિમ્મતવાન અને આત્મભોગ આપી શકે એવા

માણસોનો તૂટો નથી. પોતાનું ધાર્યું કરવું હોય ત્યારે સારાં કે ખોટાં સાધન વિષે તેને જરાએ સંકોચ રહેતો નથી. એવો કોઈ પ્રપંચ નથી કે જેને આ સરકાર ન પહોંચે. તે ધાક બેસાડી જાણે છે, ત્રાસ ફેલાવી જાણે છે, માનચાંદ અને મોટી નોકરીઓની લાંચ આપી જાણે છે, સુધારારૂપી અફીણના ઘેનમાં નાંખી જાણે છે. મૂળમાં તો તે પ્રજાતંત્રના લિબાસમાં બબ્બે ગળણે ગળાયેલી જોહૂકમી છે. દગાબાજ માણસને હાથે અપાયેલી મોટામાં મોટી ભેટો જ્યાં સુધી એ માણસના દિલમાં દગો હોય ત્યાં સુધી નકામીજ છે. તે એક નાસ્તિક અને જડવાદી સુધારાની પ્રતિનિધિ છે. તમારા ગુસ્સાને ઉશ્કેરવાને માટે હું સરકારનું આ સ્વરૂપ નથી વર્ણવતો, પણ તમારી સામે કેવી શક્તિઓ જામેલી છે એને તમે પારખી શકો એજ મારી મતલબ છે. ગુસ્સાથી કાંઈ વળે તેમ નથી. એમની નાસ્તિકતાની સામે આપણે આસ્તિકતા ધરવી જોઈશે, એમના અસત્યની સામે આપણું સત્ય પ્રગટાવવું જોઈશે, એમનાં દગાબાજી અને લુચ્ચાઇની સામે સરળતા અને સાધુતા દાખવવી જોઇશે, એમના ભય અને ત્રાસની સામે વીરોચિત નિર્ભયતા ધરવી જોઈશે. અને એવી અડગ નિર્ભયતા દરેક સ્ત્રી, પુરૂષ અને બાળકે પણ બતાવવી પડશે. એમની યોજનાની સામે આપણી ચઢીઆતી યોજક શક્તિ પૂરવાર કરવી પડશે, એમની તાલીમની સામે વધારે ચઢીઆતી તાલીમ બતાવી આપવી પડશે, એમના આત્મભોગની સામે કોટિગણા ઉંચા પ્રકારનો આત્મભોગ દાખવવો પડશે. અને જો આ શક્તિઓ આપણે પૂરેપૂરા વ્હારમાં બતાવી શકીએ તો આ યુદ્ધમાં આપણે ફતેહમંદ થઈએ એ વિષે મારા

દિલમાં જરાયે શંકા નથી. જો આપણે સાચા દિલથી પ્રભુથી ડરતાં હોઈશું તો આપણી પ્રાર્થનાઓથી આ યુદ્ધ જીતવાનું જરૂર આપણામાં બળ આવશે. અસહાયને પ્રભુ સહાય કરે છે અને એથી દુન્યવી કોઈ પણ શકિતની પાસે આપણે સહાય માગવાની રહેતી નથી.

આજ સવારે તમે તલવાર અને આત્મભોગની બહાદુરી વિષે સાંભળ્યું. મેં પોતે તો હંમેશને માટે તલવારના ન્યાયનો ત્યાગ કર્યો છે, પણ આજે હું તલવારની આખરી નિરર્થકતા બતાવવાને તમારી આગળ નથી ઉભો. જેની આંખ ઉઘાડી છે એ તો જોઈ શકે છે કે હિંદને યૂરોપની શક્તિઓને પહોંચી વળે એવી તલવાર મેળવતાં તો પેઢીઓ વહી જાય. અડખે પડખે જાનમાલનું હિંદ નુકસાન કરે પણ તેથી કંઈ અર્થ સરે નહિ. અને આથીજ તમારી પાસે આત્મભોગનું—એટલે અસહકારનું શસ્ત્ર ધર્યું છે. એ મર્દાનગી દુર્બળમાં દુર્બળ માણસ પણ બતાવી શકે છે, સ્ત્રી અને બાળકો સુદ્ધાં પણ બતાવી શકે છે. આત્મભોગ એ કાંઇ કોઇના બાપની મિલ્કત નથી, અને જો દેશને કે દીનને થયેલા ગંભીર અન્યાયની સામે દાદ મેળવવાને હિન્દની ત્રીસ કરોડ પ્રજા આત્મભોગ આપવાને તૈયાર થઇ જાય તો હું હિમતપૂર્વક કહું છું કે હિંદને તલવાર ખેંચવાની કદી પણ જરૂર ન પડે. જ્યાં સુધી આપણે પૂરેપૂરો આત્મભોગ નહિ આપીએ ત્યાં સુધી લડાઈ જીતવાની આશા રાખવી ફોગટ છે. હિન્દુસ્તાનની પ્રજામાં આત્મભોગ આપવાની શક્તિ નથી એમ મને કહેવાની કોઈને જરૂર નથી.

હું જે કહી રહ્યો છું એને માટે દરેક માતા અને પિતા મારાં સાક્ષી છે. કારણ કે તેઓ કૌટુમ્બિક જીવનમાં આત્મભોગની જે શક્તિ દાખવી રહ્યાં છે એનો જોટો મળવો મુશ્કેલ છે. જો આપણામાં પ્રજાકીય આત્મભાન ખીલ્યું હોય, આપણા ધર્મને માટે સંપૂર્ણ આદરભાવ પ્રગટ્યો હોય તો દેશ અને ધર્મને ખાતર ભોગ આપવાની શક્તિ આપણામાં આવવી જોઇએ. આ દ્રષ્ટિએ વિચાર કરતાં અસહકારનું પહેલું પગથીઉં સૌથી સહેલું લાગવું જોઇએ. ખિલાફત અને પંજાબની બાબતમાં હિન્દને ભારે અન્યાય થયો છે એવું જો હિન્દના ખિતાબધારીઓને લાગે તો એ ખિતાબો આજને આજ છોડી દેવા એમાં કયો આત્મભોગ છે? વકીલો વકીલાત છોડી દે એથી આખી પ્રજાને જે લાભ થાય એ લાભ તરફ જોતાં વકીલોનો આત્મભોગ કેટલો ગણવો? અને હિન્દુસ્તાનના માબાપો હિંમત વાપરી પોતાનાં બાળકોની પુસ્તકીઆ કેળવણી બંધ કરે તો તેઓ તેમને ઉમર લગીનો સાચો પાઠ શીખવાશે. કારણ કે તેથી તે બાળકો દેશની આબરૂ અને ધર્મની ખરી કદર બૂજશે. હું બેઝવાડાના ભાઇઓને સરકારી નોકરીઓના મીઠા મેવા ખાતાં પહેલાં પૂરેપૂરો વિચાર કરવાનું કહું છું. એક બાજુ એ નોકરીઓને રાખો અને બીજી બાજુ તમારા દેશની આબરૂને રાખો અને એમાંથી એક પસંદ કરો. ધારાસભાની ઉમેદવારી છોડી દેવામાં શો આત્મભોગ વસેલો છે? કાઉન્સિલો એક જાતની ફસાવનારી જાળ છે. કાઉન્સિલોમાં જવાને માટે હરેક જાતની દલીલો રજુ કરવામાં આવે છે. હિન્દ જો નવી કાઉન્સિલોનો અંગીકાર કરે તો સ્વતંત્રતા પ્રાપ્ત કરવાની

આ સુંદર તક ગુમાવી બેસે. જેમણે આ સરકારને પિછાણી લીધી છે, ના. વાયસરોયનું જાહેરનામું વાંચ્યું છે અને પંજાબ અને ખિલાફતની બાબતમાં ન્યાય નહિ આપવાનો સરકારનો નિશ્ચય જાણી લીધો છે તેઓ આ સરકારની સાથે સાનુકૂળ કે પ્રતિકૂળ સહકાર કરીને શું લ્હાણુ કાઢે તે મારી સમજમાં નથી આવતું. પરંતુ પ્રજાનું માન પામેલા રાષ્ટ્રીય પક્ષવાદીઓ કહે છે કે જો તેઓ નવી ધારાસભાની ઉમેદવારી નહિ કરે તો વિનીત પક્ષવાળાઓ એ બધી જગ્યાઓ પૂરી દેશે. રખેને વિનીત પક્ષવાળાઓ ધારાસભામાં ઘુસી જાય એ ડરને લીધે ધારાસભામાં દાખલ થવું જોઇએ એમ માનવું એ તો ખરેખર પોતાના પક્ષ પ્રત્યેની નિર્બળતા અને અશ્રદ્ધાજ સૂચવે છે. વિનીત પક્ષવાળાઓ સરકારને હાથે ન્યાય મેળવવાની ઉમેદ ધરાવે છે, રાષ્ટ્રીય પક્ષવાદીઓએ સરકાર અને સરકારની રાજનીતિને વખોડી કાઢવામાં વ્યાખ્યાન પીઠો ઉભરાવી દીધી છે. જે માન્યતા રાષ્ટ્રીય પક્ષવાદીઓ ધરાવે છે એ માન્યતા મુજબ ધારાસભામાં દાખલ થઇને લાભ મેળવવાની તેઓ કેવી રીતે આશા રાખી શકે ? અસહકાર વડે તેઓ સરકાર પાસેથી ન્યાય પરાણે પણ મેળવે તો તેઓએ પ્રજાની ઇચ્છાને વધારે માન આપ્યું કહેવાશે. હિન્દુસ્તાનના ઇતિહાસમાં આવા અણીના પ્રસંગે વણિકવિદ્યા સત્યાનાશ વાળશે. આથી જેઓએ પોતાની ઉમેદવારી પાછી ખેંચી લીધી છે અને પોતાના ઓનરરી હોદ્દાનાં રાજીનામાં આપ્યાં છે, એમને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપું છું અને આશા રાખું છું કે એમના દાખલાનો ચેપ બીજાઓને પણ લાગશે. મને કહેવામાં આવ્યું છે અને મેં નજરે જોયું છે

તેથી હું માનું છું કે આન્ધ્રલોકો શૂરવીર, બહાદુર અને આધ્યાત્મિક વૃત્તિવાળા છે. તેથી હું મારા આન્ધ્રભાઇઓને પૂછવાની હિમત કરૂં છું કે આ અસહકારના સુંદર સિદ્ધાંતની આધ્યાત્મિકતા તમે સમજ્યા છો ? જો તમે સમજ્યા હો તો હું આશા રાખું છું કે કોન્ગ્રેસ કે મુસ્લિમ લીગની આજ્ઞાની તમે ક્ષણ માત્ર પણ રાહ નહિ જોતા. એક કે અનેક ગમે તેટલા માણસો વાપરે પણ આધ્યાત્મિક શસ્ત્ર તો એટલુંજ સુંદર છે એ તમે સમજી શકશો. આથી એક ચિત્તે, આત્મભોગથી પવિત્ર બનેલા ઉદ્દેશે, એક સંપીથી તમો સર્વને હું કલકત્તા જવાને નોતરૂં છું અને જેઓ આ શસ્ત્રની આધ્યાત્મિકતા કે વ્યવહારિકતા વિષે અનિશ્ચિત હોય તમને તમારા દ્રઢ મનોબળથી તમારા પક્ષમાં ભેળવી લ્યો.

તમે જે ધીરજ અને ધ્યાનથી મને સાંભળ્યો છે એ સારૂ તમારો આભાર માનું છું. અત્યારે આપણને જે ડહાપણ અને હિમતની અતિશય જરૂર છે તે પ્રભુ આપણને આપો એવી મારી પ્રભુપ્રત્યે પ્રાર્થના છે.

# અમદાવાદનું ભાષણ.



ગુજરાત રાજકીય પરિષદ સમક્ષ અસહકારનો ઠરાવ રજુ કરવા વ્યાખ્યાનપીઠ પર આવતાં મહાત્મા ગાંધીજીને વંદે માતરમ્, મહાત્મા ગાંધીજીકી જય ઈત્યાદિ ધ્વનિઓથી અને તાળીઓની ગર્જનાથી શ્રોતાઓએ વધાવી લીધા હતા. મહાત્મા ગાંધીજીએ તે વખતે નીચે પ્રમાણે ભાષણ આપ્યું.

પ્રમુખ સાહેબ, ભાઇઓ અને બ્હેનો,

મારે અત્યારે આપની માફી માગવાની છે. આટલો બધો અગત્યનો સવાલ ચર્ચવાનો છે, અને મારો સાદ ઘણો બેસી ગયો છે. મારે મદ્રાસમાં હંમેશાં ખુલ્લામાં વાતો કરવી પડી હતી, અને અહીં પણ આ પ્રશ્નની ચર્ચામાં મારે ઘણું બોલવું પડયું છે, તેથી મારો સાદ ધીમો હશે. તેને માટે હું આપની માફી માગું છું. જે ઠરાવ મારે રજુ કરવાનો છે તે આ પ્રમાણે છેઃ—

### ( ઠરાવ વાંચે છે. )

આવો ઠરાવ પ્રજાની કારકીર્દિમાં અથવા કોંગ્રેસની કારકીર્દિમાં કોઈ દિવસ અગાઉ રજુ થયો નથી, તેથી પ્રજાની ફરજ છે કે તેને વિષે પૂરેપૂરો વિચાર કરવો, અને જે ભાઈ-ઓને આપણે વડીલ અને આગેવાન માન્યા હોય તેમને વિનયપૂર્વક સાંભળીને–તેમને જે રસ્તો યોગ્ય લાગ્યો હોય તે વિષે સાંભળીને, પૂરેપૂરો વિચાર કર્યા પછીજ ઠરાવ

કરવો. જો આપણે અસહકારના શસ્ત્રને ચલાવવું હોય તો જે આપણા વિરોધીઓ હોય તેમને આપણા પ્રેમથી જીતી લેવા અથવા તેમનો વિરોધ સાંખી લેવો. એ શસ્ત્ર એવું નથી કે કોઈની પાસે પણ જબરીથી ઉગામાવી શકાય. એ શસ્ત્ર લીધા વિના જીવન ચલાવવું અશક્ય છે એમ જેમને લાગે તેમનેજ માટે આ શસ્ત્ર છે. આ કોન્ફરન્સ આ ઠરાવ નામંજુર કરશે તેથી મને દુ:ખ થશે, પણ તેથી હું નાસીપાસ થવાનો નથી અને તેને મુકી દેવાનો નથી. જે માણસે પ્રજાની સેવાઓ કરી હોય, પ્રજાને માટે ભોગ આપ્યા હોય તેમને આપણે શાંતિપૂર્વક સાંભળીએ નહિ તો પછી કયું કામ કરવું એની સુઝ પડે નહિ. જો આપણે પ્રજાની સત્તા વધારવી હોય તો એક બાળક સરખોએ વિરોધી વચન સંભળાવે તે પણ વિનયપૂર્વક સાંભળી લેવાં જોઈએ, અને તેની પર વિચાર કરવો જોઈએ. એ આપણી પહેલી ફરજ છે. અસહકારની અંદર વિનય એ પહેલું ને છેલ્લું પગથીયું છે. એ શસ્ત્ર વેરભાવે વિચારાયું નથી ને તે વેરભાવે ચાલવાનું નથી. મારા ભાઈ શૌકતઅલી અંગ્રેજ સરકાર સાથે વેર રાખે છે પણ આ શસ્ત્રને લીધે તેઓ પોતાનું વેર પી ગયા છે. તે ઈસ્લામી ધર્મનો કાયદો માને છે, છતાં પણ તેમણે એકવાર તેને ખીસ્સામાં મુકયો છે. એ શસ્ત્ર જેઓ વેરભાવે ચલાવવા માગતા હશે તેઓ તેમાં નાસીપાસજ થશે.

આ શસ્ત્ર હિન્દુસ્થાનમાં હમણા ચલાવવા સામે બે દલીલો કરવામાં આવે છે. એક તો એ કે એમાં બહુજ જોખમ છે. બીજી દલીલ એ છે કે, એ શસ્ત્ર ચલાવવાને

માટે હિન્દુસ્થાન હાલ બીલકુલ લાયક નથી. એ શસ્ત્રમાં જોખમ નથી એમ કહીએ તો તો આપણે માટે એ તદ્દન નિરૂપયોગી છે. જે સરકારની સામે આપણે એ શસ્ત્રનો ઉપયોગ કરવા માગીએ છીએ તે સરકારમાં મહાન વિભૂતિઓ છે. અંગ્રેજ પ્રજા ઘણી બળવાન્ છે, અને હમણા જર્મન રાજ્ય જેવાનો તેણે પરાજય કરેલો છે. તે પ્રજાના પ્રતિનિધિઓની સરકારની સામે ઝુઝવું હોય તો તેની સામે ચલાવવાના હથીયારમાં કાંઈ જોખમ ન હોય એ અસંભવિત છે.—અથવા તો જોખમ વિનાના હથીયારથી તેમને મહાત કરવા એ અશક્ય છે. હિન્દુસ્થાનને પોતાની સલ્તનતમાં રાખવાનું મોટામાં મોટું જોખમ એ પ્રજા બેઠી રહી છે, એ ઈતિહાસની વાત છે. એક લાખ અંગ્રેજો—મુઠીમાં સમાય તેટલા અંગ્રેજો, હિન્દુસ્થાનના ત્રીશ કરોડ લોકોપર રાજ્ય કરે છે, તેમાં જોખમ નહિ હોય? જર્મનો સામે જેમણે આવો જંગ મચાવ્યો તેમાં જોખમ ન હતું? જો આપણે એમ કહીએ કે એમાં જોખમ નથી તો તો ગયાં ચાર વર્ષનો ઇતિહાસજ આપણે વાંચ્યો નથી. એમાં જોખમ તો હોવુંજ જોઇએ. એ અનિવાર્ય સિદ્ધાંત છે. પરન્તુ વિચારશીલ પુરૂષો તરીકે એ જોખમો અને તેનાં પરિણામો વચ્ચે આપણે પ્રમાણ જાળવવું જોઇએ. હું જેટલે દરજ્જે વિચારી શક્યો છું—અને હું કહીશ કે મારી વિચારશક્તિ સડી ગઈ નથી—તેટલે દરજ્જે મને માલૂમ પડયું છે કે, આપણા કાર્ય માટે ઓછામાં ઓછા જોખમવાળું શસ્ત્ર આ અસહકારજ છે. મારે માટે એમ છે કે, હું એ શસ્ત્રનો સ્વતંત્ર રીતે વિચાર કરૂં અને તે વ્યાજબી લાગે તો એક વ્યવ-

હારી પુરૂષ તરીકે તેનો હું અખત્યાર કરૂં. આ શસ્ત્રના સંબંધમાં મારો દાવો છે કે, આના વિના વ્યવહારૂ કે જોખમ વિનાનું ઉપયોગી શસ્ત્ર બીજું નહિ મળે. ગયાં ૩૫ વર્ષ સુધી હિન્દી કોંગ્રેસમાં આપણે ઘણી ચળવળ કરી છે. કોંગ્રેસની સેવા ઘણી છે, છતાં આપણે બાપના કુવામાં બુડી મરવું નથી. પોતાને વારસામાં જે કાંઈ મળ્યું હોય તેમાં વધારો કરવો એ સુપુત્રનું લક્ષણ છે. કોંગ્રેસે ૩૫ વર્ષ સુધી જે સેવા કરી છે, તેમાં આ ઠરાવથી આપણે કંઇ કાર્યનો ગુણ બદલતા નથી, કાર્યનો વેગજ વધારીએ છીએ. આ ઠરાવમાં સરકારની પજવણી કરવાનું તત્ત્વ દાખલ થયું છે. પરન્તુ તે પજવણી કરવાના હેતુથી દાખલ કરવામાં આવ્યું નથી. કોઈ દારૂડીયાની પાસેથી દારૂની બાટલી ખેંચી લેવી એમાં આઘાત તો છે, પરન્તુ તે આઘાતનું પરિણામ રૂડું અને બાટલી ખેંચી લેવી તે સારા માણસનું કામ છે. અસહકારમાં તો એના કરતાં પણ વધારે આઘાત છે, અને એના કરતાં પણ વધારે સારા માણસનું કામ છે. જો આપણે સહકાર કરીએ તો તે અધર્મ છે. જો આપણે સરકારને મદદ ન આપીએ તો પંજાબ અને ખીલાફત જેવા બનાવો અસંભવિત બને. સરકારે જે કર્યું છે, તે વેળા તેમને આપણી મદદ ન હોત તો તે આમ ન કરત. કેટલાકો કહે છે કે, ખીલાફતના સંબંધમાં જે સુલેહ થઈ તેમાં અંગ્રેજ સરકારનું એકલાનુંજ કામ નથી. એ મને કબુલ નથી. આપણે જોઈ શકીએ છીએ કે બીજા દેશોની સરકારોને લોઈડ જ્યોર્જ પી ગયા છે. તેમનું આ કાર્ય અન્યાયી છે. એવાં અન્યાયથી વેગળા રહેવું એ ચોકખો ધર્મ છે, અને આપણે

ધ્યાનમાં રાખવું જોઈએ કે ગમે તેવું જોખમ હોય તો પણ એ ધર્મથી આપણે દુર રહી શકતા નથી.

આ શસ્ત્ર ચલાવવાને માટે હિન્દુસ્થાનની પ્રજા અશક્ત છે, એમ પણ કહેવામાં આવે છે. હું પ્રજાની અશક્તિનું માપ કેમ બાંધી શકું? એવું માપ બાંધવાની મારામાં ઈશ્વરી શક્તિ નથી. અને મને એવું અભિમાન નથી કે, જે દાવો હું કરૂં તે સંબંધમાં બીજા માણસોના દાવાનો ઈન્કાર કરૂં. જે વસ્તુ મારા જેવો માણસ કરી શકે તે નાનામાં નાનો બાળક કરી શકે. જે વાત બાર વરસનો પ્રહ્લાદ જેવો સમજી ગયો હતો, તે વાત પ્રજા કેમ ન સમજી શકે?

મારા પોતાના બાળકોએ મારી સાથે અસહકાર કર્યો છે, મારી પોતાની સ્ત્રીએ મારી સાથે અસહકાર કર્યો છે અને તેને પોતાની સહી કરતાં પણ આવડતી નથી. આ હાસ્યની વાત નથી, પરન્તુ ગંભીર વાત છે. મારી સ્રીએ મારી સાથે સંપૂર્ણ અસહકાર કર્યો છે, અને તેના વિના તેને માટે બીજો માર્ગ હતોજ નહિ. જો તે અસહકાર ન કરે તો શું શૌકતઅલી મીયાંનું શસ્ર કાઢીને મારી ગરદન કાપી નાખે? અને જ્યારે તેમણે એવો અસહકાર કર્યો ત્યારે તેમણે એટલો પણ વિચાર ન કર્યો કે, બીજી દુનીયા તેમની સાથે રહેશે કે નહિ? કેમકે તે તેમનો ધર્મ થઈ ગયો. જેઓ એ શસ્ત્રની કીંમત જાણે છે, તેઓ તેનાથી કશું ખોવાના નથી. તેટલાજ માટે એ શસ્ત્ર વ્યાવહારિક છે. અવ્યાવહારિક શસ્ત્ર હું એને કહું કે જેમાં ટુચકા હોય. એટલે એવું હોય કે બધાઓ જો તેનો ઉપયોગ કરે તોજ તે સફળ થાય.

એવું શસ્ત્ર તલવાર છે. બધાઓ તેનો ઉપયોગ કરે ત્યારે તેનાથી સફળતા મેળવી શકાય, તે વિના નહિ. પરન્તુ આ શસ્ત્ર એવું છે કે એકજ જણુ તેનો ઉપયોગ કરનાર હોય તો પણુ તે ચલાવી શકે અને અનેક જણુ-સમૂહ પણુ તેનો ફાયદો ઉઠાવી શકે. એમ હોવાથી આ શસ્ત્ર પ્રજા ઉઠાવશે કે નહિ ? એ પ્રપંચમાં પડવાનું કારણુ નથી. આપણે મનુષ્ય સ્વભાવ જાણીએ છીએ, અને આપણે જાણીએ છીએ કે, સર્વત્ર મનુષ્ય સ્વભાવ એકજ સ્વરૂપ પકડશે.

વળી એની વિરૂદ્ધ એવી દલીલ કરવામાં આવે છે કે, એને માટે ઐતિહાસિક પૂરાવા નથી માટે પ્રજાએ તેનો સ્વીકાર કરતાં પહેલાં વિચાર કરવો જોઇએ. પરન્તુ સત્ય હકીકત એ નથી. વળી એમ પણુ કહેવામાં આવે છે કે, કોંગ્રેસે એને માટે કાંઈ વિચાર કર્યા ન હોય ત્યાં સુધી એને ખીસ્સામાં મુકવા. એ પ્રગતિની વાત નથી. સત્ય છે કે પ્રજાએ આવું શસ્ત્ર પહેલાં કદાપિ ઉઠાવેલું નથી. તે છતાં જ્યારે તે ઉઠાવવાની જરૂર પડે ત્યારે કોંગ્રેસ એને ઉઠાવવાનો વિચાર કરે ત્યાં સુધી થોભી જવાને બદલે તે પહેલાં તે ઉઠાવી લેવું, અને કોંગ્રેસની પાસે પણુ તે ઉઠાવરાવવું. કોંગ્રેસ એ શસ્ત્ર ઉઠાવશે એવી બુલંદ આશાથી હું કલકત્તે જવાનો છું, અને એવીજ બુલંદ આશાથી હું તમારી સમક્ષ આવી ઉભો છું.

આને માટે બહારના ઐતિહાસિક પુરાવા પણુ પુષ્કળ છે. આપણે બોર લોકોનો દાખલો લઇશું. બોર લોકો અંગ્રેજો સામે લડતાં લડતાં જીત્યા. તેમની તે જીત શસ્ત્ર-

બળથી થઇ હતી તે કેટલેક અંશે સત્ય છે, કેમકે તેઓ લડવૈયા છે. ફ્રીનીખનની સુલેહ થઇ, તે સમયે લૉર્ડ મીલ્નર સાહેબે મોંટેગ્યુની જેમ ( Reforms ) સુધારા આપ્યા. તે સમયે બોર લોકોએ એ સુધારા વિષે કહ્યું કે, તે નકામા છે. તે વખતે તેમનામાં પણ બે પક્ષ હતા-શીત અને ઉષ્ણ. શીત પક્ષ કહેવા લાગ્યો કે દેશની ઉન્નતિમાં એ સુધારા આગળ વધવાના એક પગથીયા રૂપે છે. જનરલ બોથા અને જનરલ સ્મટ્સે અસહકારનો વાવટો ખડો કર્યો. લૉર્ડ મીલ્નરે કીંબરલી આગળ કહ્યું કે, એમના જેવા મારી ધારાસભામાં નહિ આવે તો તેમના વિના હું ટ્રાન્સવાલમાં અમલ ચલાવીશ. પરિણામે લૉર્ડ મીલ્નરની સઘળી આશાઓ છતાં કાઉન્સીલ બેસી શકી નહિ. બોર લોકોએ પણ પોતાના મનમાં દૃઢ નિશ્ચય કર્યો હતો. તેઓ તેનું બીલ્કુલ માન નહિ જાળવે, બોર લોકોમાં તેમના મિત્રો હોય તે શિવાય બધા તેમને પીઠ બતાવે, એટલે એ સાહેબ જોઇ શકયા કે, આપણે આમાં ફાવવાના નથી. પરિણામે સર હેનરી કેમ્બલ બેનરમેને નવું ઈલેકશન કર્યું, જનરલ બોથા અને જનરલ સ્મટસને બોલાવ્યા અને દક્ષિણ આફ્રિકાને જે સુધારા મળ્યા તે એનુંજ પરિણામ.

એક કાઉન્સીલનોજ બોયકોટ કરીને બોર લોકોએ આવો વિજય ન મેળવ્યો. તેમનાં છોકરાં તો સ્થાપેલી શાળાઓમાં બીલ્કુલ ગયાં ન હતાં અને તેમના વકીલો પોતપોતાની સનદો છોડીને લડવા ગયા હતા. તે વખતે શીત પક્ષના કાઉન્સીલમાં ગયા તેથી શું વળ્યું ? હું નેશનાલીસ્ટ પક્ષને પૂછું છું કે, નવી કાઉન્સીલોમાં જઈને તમે શું મેળ-

વશો ? સભ્યોના પ્રમાણુના આંકડા મુકીને જુઓ તો તમને માલૂમ પડશે કે, બહુમતી તમને મળશે નહિ. તેથી હું કહું છું કે, આ સુધારેલી કાઉન્સીલોમાં જવાના પ્રપંચમાં પડવા માગતા નહિ. એ દાવ ખેલવામાં તમે ફાવી શકશો નહિ. તમારી સામે જે પાસા નાખવામાં આવે છે તેમાં સીસું ભરેલું છે, જ્યારે તમારા પાસા તદ્દન ખાલી છે. અને એવા પાસા નાખતાં દુર્યોધનની સામે જેમ યુધિષ્ઠિર હારી ગયા તેમ આપણે હારી જઈશું. ( તાળીઓ ) અને અસહકારનો એટલો એકજ દાખલો છે એમ નથી. તમારા ભાઈઓએ દક્ષિણ આફ્રિકામાં અસહકાર જેવું કર્યું હતું. દોઢ લાખ ગોરાઓ સામે દશ હજાર હિન્દીઓ માત્ર ટ્રાન્સવાલમાં હતા. તેમણે અસહકાર કર્યો, અને તેમાં તેમણે સંપૂર્ણ ફતેહ મેળવી હતી. અસહકારની વ્યવહારિકતાનો આથી બીજો વિશેષ પૂરાવો શો જોઈએ ?

વળી એક એવી દલીલ કરવામાં આવે છે કે આપણે અત્યારે અસહકાર ચલાવશું તો પ્રજા અત્યારે ઉન્મત્ત બનતી જાય છે અને આવેશમાં આવતી જાય છે તે અસહકાર ચલાવતાં, સઘળા અંકુશમાંથી છુટી ગયા પછી કેવાં નુકસાનો કરશે તે કલ્પી શકાતું નથી. હું કહું છું કે, એક વખત દલીલની ખાતર માની લઇએ કે અસહકારથી પ્રજા નુકસાનો કરશે તોપણુ આપણે અત્યારે જે ખોટી શાંતિ ભોગવી રહ્યાં છીએ તેના કરતાં તે સ્થિતિ સારી હશે. અને આપણે ભૂલવાનું નથી કે, અસહકાર કરવાને માટે આપણે એકજ વર્ગને—કેળવાયલા વર્ગને વિનવી રહ્યા છીએ, અને તેમની પાસે એવા અત્યાચારો થવાનો કાંઈ પણ સંભવ નથી.

વળી એ શસ્ત્ર બેધારૂં છે, જેની સામે ઉગામવામાં આવે તેને લાગે, અને પ્રજાને ખોટે માર્ગે ચલાવનાર ઉગામનારને પણ લાગશે. મલીન અસહકારની સાથે વિશુદ્ધ અસહકારની સરખામણી થઈ શકે નહિ. એ શસ્ત્ર જે ઉગામે તેનાથી અત્યાચાર ન થઈ શકે. સત્યનો દાવો કરીને લૉર્ડ જ્યોર્જ અસત્ય ભાખે તેમાં સત્યની અવનતિ થાય એમાં નવાઈ નથી. આપણી પ્રજા થાકી રહેલી છે, નપુંસક છે. તેથી અધીરા થઈ ગએલા વામનરાવ (સીતારામ મુકાદમ) જેવા કહે છે કે, જેને જે ગમે તે હથિયાર તેણે ઉગામવું. જેને જે ગમે તે હુથીયાર ઉગામવાનો અધિકાર હોય તો તો આપણે savage–જંગલી છીએ. આપણે તો કેળવાયલામાં ખપવું છે, અને તેમનામાં તો સુવ્યવસ્થા હોવી જોઇએ. જેમ એક દીકરાને પોતાના તરંગો પ્રમાણે ફાવે તે કરવાનો અધિકાર નથી તેમજ એક પ્રજાના કોઈ પણ માણસને કોઈ પણ હુથીયાર યોગ્ય લાગે તે ઉપાડી લેવાનો અધિકાર નથી. હું મુક્તકંઠે કહું છું કે, જો તમને એમ લાગે કે બીન અનુભવે બિન વિચારે, આ હુથીઆર મેં ઉગામ્યું છે તો તમે મારો પણ ત્યાગ કરશો. પ્રજાનું હિત કરવાને માટેજ આ શસ્ત્રનો ઉપયોગ કરવાનો છે. આપણે Mob–law કરવા માગતા નથી, પરન્તુ Democracy કરવા અને વધારવા માગીએ છીએ. તેટલાજ માટે પ્રથમ પળે જે વિચાર આવે તે વિચારને દાબી દેવો, તેને દાબી દેવાને માટે ઈશ્વરની પ્રાર્થના કરવી. તે છતાં શાંતિ વળે નહિ તો જેમને તમે વડીલો, મુરબ્બીઓ માનતા હો તેમની પાસે જવું, અને પોતાના મનનું સમાધાન કરી લેવું. જો એ પ્રમાણે નહિ થાય તો જાનવરના જેવી આપણી દશા થવાની.

મેં એક વાત અત્યાર સુધી નથી કહી, તે અત્યારે કહેવા માગું છું. તિલક મહારાજના અવસાન પ્રસંગે સરઘસ નીકળ્યું તે વખતે મને આઘાત પહોંચેલો છે, તેનું હું વર્ણન કરી શકતો નથી. આપણે જે મર્યાદા બતાવવી જોઈએ તે આપણે બતાવી શકયા નથી. એ શસ્ત્રનો પુષ્કળ ઉપયોગ કરીને હવે તેનો સ્વીકાર કરવાનું કહેવામાં આવે છે. પ્રજાની સમક્ષ લગભગ દોઢ વર્ષ થયાં એ શસ્ત્ર વલેવાયા કરે છે; અને ત્યાર પછીજ સમસ્ત હિંદી પ્રજા સમક્ષ તે મુકવામાં આવ્યું છે અને તે ઝીલી લેવાનું હવે પ્રજાને કહેવામાં આવે છે. તમે જાણો છો કે ભાઇ મૌલાના શૌકતઅલીએ પોતાની તલવાર મ્યાનમાં રાખીને મારો વિચાર સ્વીકાર્યો છે. એ મને પોતાના ખીસામાં રાખવાનો દાવો કરે છે, અને જો એ ધારે તો મને એક હાથે ઉંચકીને ફેંકી દે અને મારા ટુકડે ટુકડા કરી નાખે. છતાં એ અસહકાર સમજ્યા છે, અને તેનો એમણે સ્વીકાર કર્યો છે. ખુનામરકી, અંધાધુંધી, અરાજકતા એ સર્વેનું નિવારણ કરનાર આજ શસ્ત્ર છે, કોઇ પણ રીતે વધારનાર નથી.

ખેડા જીલ્લામાં હાલ લુંટફાટ ઘણી ચાલે છે, એ તરફ મારૂં ધ્યાન ખેંચવામાં આવ્યું છે. હું કહીશ કે, સત્યાગ્રહના પહેલાં પણ ખેડા જીલ્લામાં લૂંટફાટ ચાલતી હતી અને ખુદ સરકાર પણ આપણને તેમાંથી બચાવશે નહિ. એના મેં બે ઉપાયો કહ્યા છે—ભરતી કરતી વખતે મેં કહ્યું હતું કે બ્હારવટીઆઓની સામે થવાની શક્તિ મેળવવાને માટે લડવાને જવું, અથવા તો મારી જેમ બેચાર કપડાંજ રાખવાં—બીજું કાંઇ વધારે રાખવું નહિ. આ રીતે પ્રજા પોતાની રક્ષા કરી શકશે. ખેડા જીલ્લાની પ્રજા બાયલી નથી. અસહકારને ધારણ કરતાં કરતાં આ બધી વિભૂ-

તિઓ આપણે લઈ લેવાના છીએ. એવી જાતનું એ ઝાડ છે, પણ એ ઝાડ ધીમે ધીમે ફાલશે અને ફળશે. આ કાંઇ જાદુઈ કળા નથી કે આંબાનું વૃક્ષ થઈ જાઓ એમ કહેતામાં ઝાડ થઈ ગયું અને કેરી ચાખવાની મળી.

વળી આ અસહકાર સઘળી બાબતોમાં નથી. આપણી મ્યુનિસિપાલીટીઓમાં અસહકાર કરવાનું કહેતા નથી, કેમકે એમાં સ્થાનિક સ્વરાજ્યનો વિષય છે, અને તે વિષે અસહકાર કરવાની આવશ્યકતા નથી. એ ઉપરથી કોઇએ એમ વિચાર કરવાનો નથી કે, તાત્કાલિક પૂરેપૂરો અસહકાર કરવામાં ભય છે. આ અસહકારમાં પરિણામોને માટે આપણે ક્યાં સુધી રાહ જોવી પડશે એ પ્રશ્ન કરવામાં આવે છે. શું વીસ પચીસ વર્ષ સુધી રાહ જોવી પડશે? કદાચ એટલી મુદત સુધી રાહ જોવી પડે. પરન્તુ હું નથી ધારતો કે પ્રજા એટલી બધી પતિત થઈ ગઇ હોય કે, આને માટે આપવાનાં બલિદાનો આપવામાં તે પછાત પડે, અને જો યોગ્ય બલિદાન આપવામાં આવશે તો થોડા માસમાં અથવા થોડાં વર્ષમાં આપણો હેતુ સફળ થશે. માત્ર જરૂર એટલીજ છે કે, દીનપણે નિર્ભયતાથી પ્રજા એ શસ્ત્રનું ગ્રહણ કરી લે. અને ફરી ફરીને હું કહું છું કે મારાથી અથવા બીજા કોઇનાથી ભરમાઇ જઇને આ શસ્ત્ર ઉપાડવાનું નથી. આપણે જે ઠરાવ કર્યો છે કે પ્રજા અમુક કાર્ય કરવા માગે છે તે વિષે જો આપણે એમ માનતા હોઇએ કે તેમ કરવાની આપણામાં તાકાત નથી, તો આપણે ભમાઇ જઇને એ ઠરાવ કરવાનો નથી. અહીંયા હિન્દુસ્થાન પર મોટો અન્યાય થયો છે, હિન્દુસ્થાનના એક મોટા ધર્મપર જોખમ આવી

પડયું છે, એક પણ પંજાબીએ પેટ ઘસડયું તે આખા હિન્દુસ્થાનને પેટ ઘસડયા સમાન છે, એમ તમને લાગતું હોય, હિન્દુસ્થાનનું નાક કપાયુ છે એમ તમને લાગતું હોય; અને તેના ઉપાય માટે યોગ્ય બલિદાન આપવાને તૈયાર હો તો તમે અસહકારને વધાવી લેજો. તમે ઘેર જઈ વિચાર કરજો, અને જેઓ વિરોધી વચન કહે તેમને, તમે મને જેટલા ભાવથી સાંભળ્યો છે તેટલાજ ભાવથી સાંભળજો, તોજ તમે ન્યાય આપી શકશો અને તોજ મારી ખાત્રી છે કે ઇશ્વર કલ્યાણ કરશે અને તોજ ડાહી વ્યવહારૂ ગુજરાતી પ્રજા પોતાના સદ્ગુણોની સાબીતી આપશે. મને આટલી શાંતિથી સાંભળવા માટે હું તમારો આભાર માનું છું, અને તમારો આટલો બધો વખત લેવા માટે તમારી માફી માગું છું. ( લાંબી તાળીઓ. મહાત્મા ગાંધીજીકી જયના પોકાર. )



# કોંગ્રેસનું ભાષણ

અસહકાર વિષે વિચાર ચલાવવાને મળેલી હિંદી રાષ્ટ્રીય સભાની ભરી બેઠકમાં અસહકારનો ઠરાવ રજુ કરતાં તા. ૮-૯-૨૦ ના રોજ મહાત્મા ગાંધીજીએ નીચે પ્રમાણે ભાષણ આપ્યું.

આ મહાસભાની પાસે આ ઠરાવ રજુ કરવાનું માન લેતાં હું મારા માથાપર જે ભારે જવાબદારી વ્હોરી લઉં છું તેનું મને પૂરેપૂરૂં ભાન છે. જો તમે આ ઠરાવ મંજુર કરો તો મારી તેમજ તમારી મુશ્કેલીમાં વધારો થાય તે પણ હું જાણું છું. આ દેશે પોતાના હકો તેમજ ઇજ્જત જાળવવા માટે આજ સુધી જે નીતિ અખત્યાર કરી છે તે નીતિ આ ઠરાવ મંજુર કર્યાથી જૂદી દિશા પકડશે તે પણ હું જાણુંછું. આપણી માતૃભૂમિમાં વસીને તેની સેવામાં જે વખત અને લક્ષ હું નથી આપી શકયો તેટલો વખત અને લક્ષ આપણા જે પૂજ્ય આગેવાનોએ આપેલાં છે, તેઓ મારી વિરૂદ્ધ છે એ હું સારી રીતે જાણુંછું. દેશની નીતિમાં એકદમ થતા મોટા ફેરફારના પ્રયત્નની સામે ગમે તેમ કરીને થવું એમ તેમને ફરજને અંગે લાગે છે તે હું જાણુંછું. આ મુશ્કેલીઓ જાણીને, મારી જવાબદારી સમજીને, અને દેશના આગેવાનોને મારાથી અપાય તેટલું માન આપીને, મનમાં ઇશ્વરનો ડર રાખીને અને મારા દેશ તરફની ફરજથી દોરાઇને હું ઉભો થયો છું અને તમને વિનવું છું કે આ ઠરાવ ધ્યાનમાં લઈ તેનો હૃદયપૂર્વક સ્વી-

કાર કરો. પણ હું મારા દેશભાઇઓને કહું છું કે આનો વિચાર કરતાં મને એક ફોરજ રહેવા દેજો. મારા ઉપર મહાત્મા હોવાનો આરોપ છે તે હું જાણુંછું. મને જોહુકમી ગમે છે એવો મારા ઉપર આરોપ છે તે પણ જાણુંછું. હું તમને કહું છું કે હું તમારી પાસે મહાત્મા તરીકે અથવા તો જોહુકમી ચલાવવાની ઉમેદથી નથી આવ્યો અને મારાં આ વચનો શબ્દે શબ્દ ભલા થઇને તમે માનજો. તમારાં બુદ્ધિ અને હૃદયને હું પ્રેરવા માટે અહીં આવ્યો છું. અસહકારની પ્રવૃત્તિમાં મને જે અનુભવો મળેલા છે તેનું પરિણામ તમારી આગળ વિનયપૂર્વક રજુ કરવા હું તમારી આગળ આવ્યો છું. મારી પહેલાંના બે વક્તાઓએ કહ્યું છે કે આ દેશમાં અસહકાર નવી વસ્તુ છે. હું વિનયપૂર્વક તે વાતનો ઇન્કાર કરૂં છું. બેશક, આ દેશ આગળ રજુ થતી આ એક નવીજ પદ્ધતિ છે. પણ અત્યાર પહેલાં અસહકાર વિષે ઘણું બોલાઇ તથા લખાઇ ગયું છે. હજારો માણસોની સભામાં અનેકવાર અસહકાર સ્વીકારાઇ ગયો છે. આપણા મુસલમાન ભાઇઓએ ગયા ઓગસ્ટના ૧ લી તારીખથી અસહકારને આચારનું રૂપ પણ આપી દીધું છે. આ ઠરાવમાં તમે વાંચી તેમાંની કેટલીએક કલમોનો અમલ ઓછા વત્તા પ્રમાણમાં અત્યારે ચાલુ છે. એટલા માટે હું કહેવાને હિંમત કરૂં છું કે હું દેશ પાસે આ ઠરાવ લાવવામાં ઉતાવળો થયો નથી. પણ સાથે સાથે મારે એમ પણ કહેવું જોઇએ કે તમારા મનમાંથી વ્યકિતના વિચાર કાઢી નાખજો અને આ મહત્વના પ્રશ્ન વિષે એકાગ્ર મનથી, ઠંડા મિજાજથી અને શાંત ચિત્તથી તમારો મત બાંધજો, કારણ કે આ ઠરાવ મંજુર કરવાથી અથવા નામંજુર કરવાથી, નથી તો અસહકારનો અંત

આવી જવાના કે નથી એની ફતેહ થઈ જવાની. આ ઠરાવ તમે મંજુર કરો તો તેનો અર્થ એવો થાય કે જેટલે અંશે ઠરાવની કલમો તમને લાગુ થતી હોય તેટલે અંશે તમારામાંથી દરેકે તે કલમો અમલમાં મૂકવાની છે. એટલા માટે મારી વિનંતી છે કે તમે બને તેટલી ધીરજથી અને બધાઓ પ્રત્યે તમે જે ઉદારતા બતાવતા આવ્યા છો તે ઉદારતાથી મારી વાત સાંભળશો. તમે તાળીઓ પાડશો નહિ, તેમ સીતકારા કરશો નહિ. હું નિખાલસ થઇને કબુલ કરૂં છું કે તાળીઓથી દલીલ અને વિચારના પ્રવાહમાં ખલલ પડે છે. હું તમારી બુદ્ધિ અને હૃદયને સંબોધવા માગું છું, અને બોલનાર તથા સાંભળનાર વચ્ચે જે એકતાન થવું જોઇએ તેમાં આ તાળીઓ અને સીતકારા બન્ને એક સરખી રીતેજ અંતરાયરૂપ થઈ પડે છે. જો તમે અસહકારના પક્ષના હો તો તમારા વિચારો ગમે તે હોય તોપણ કોઇપણ બોલનારને સીતકારા કરીને માંચડા ઉપરથી હેઠે ઉતારી નાખશો નહિ.

## અસહકારને તાલિમની જરૂર છે.

ઠરાવ ઉપરથીજ તમને માલુમ પડશે કે તાલિમ અને આપભોગના સાધન તરીકે અસહકાર યોજાએલો છે. તાલિમમાં વિનય જોઇએ, આજ્ઞાપાલન જોઇએ, બોલનાર તરફ માન જોઇએ, સાંભળવામાં ધીરજ જોઇએ. આપણે આટલીય તાલિમ કેળવી ન હોય, આપણા વિચારો ગમે તેટલા વિરોધી હોય છતાં પરસ્પરનો સમભાવ આપણે કેળવી શકયા ન હોઇએ તો અસહકાર ચાલીજ ન શકે. ક્રોધના વાતાવરણમાં અસહકાર અશક્ય છે. આ દેશને જે અન્યાયો થયા છે તેની લાગણીમાં હું કો-

ફથી ઉતરૂં તેમ નથી, પણ લગભગ ૩૦ જેટલા વરસના કડવા અનુભવોમાંથી હું એક મોટો પાઠ ભણ્યો છું કે ક્રોધને બહાર નીકળી જવા ન દેવો, તેનાપર સંયમ રાખવો, અને જેમ જાળવી રાખેલી ગરમીમાંથી શકિત પેદા થાય છે તેમ જાળવી રાખેલા ક્રોધમાંથી પણ એવી શક્તિ પેદા થાય છે કે દુનિયામાં તેની સામે કશું ટકી શકતું નથી, અને આ બારિક મામલા વખતે મારા દેશ ભાઇઓ ક્રોધને સંયમમાં રાખે એમ હું ઈચ્છું છું. આપણે આપણા પોતાના ઘરમાં, આપણે—જે વરસો વરસ ભાઈઓની માફક કૅાંગ્રેસમાં .હથિયાર ત્ર આવીએ છીએ તે આપણે, હું તમને પૂછું છું કે આપણે એક બીજા સાથે તાલિમથી અને સમભાવથી વર્તીએ તેના કરતાં આપણે માટે બીજો વધારે સારો પાઠ કર્યો હોય? આપણે માટે વધારે સારી તાલિમ કઈ હોય? અથવા સમભાવથી વતવાને વધારે અનુકૂળ પ્રસંગ કયો હોય?

આપણા વિચારોમાં તફાવત હોય છતાં આ દેશમાં પૂરેપૂરી દોસ્તીથી આપણે રહી શકીએ એમ હું આશા રાખું છું. છતાં આજ મંડળમાં મને કહેનારાઓએ કહ્યું છે કે હું કોંગ્રેસને ભાંગવા ઉભો થયો છું અને મારા આ ગાંડા ઠરાવથી કોંગ્રેસ અને આ દેશનું રાજકીય જીવન ભાંગી પડશે. ("ના" "ના" ના પોકારો) આ પહેલા મેં કહ્યું છે કે કોંગ્રેસ કાંઈ એકજ પક્ષની બનેલી નથી, પણ તેમાં દરેક પ્રકારના મતને, દરેક મંડળને, દરેક પક્ષને બોલવાનું સ્થાન છે અને હોવું જોઇએ. નાના પક્ષે આ મંડળ અને આ સંસ્થા છોડી જવાની જરૂર નથી, પણ નાના પક્ષે પોતાનો અભિપ્રાય દેશને પસંદ ડેપતો પોતાના પક્ષને વધારવા તરફ નજર રાખવી જોઈ

અલબત એટલું તો અવશ્યનું છે કે અમુક નીતિ જો કોંગ્રેસે નાપસંદ અથવા રદ્દ કરી હોય તો તેવી નીતિ કોંગ્રેસની નીતિ તરીકે કોંગ્રેસને નામે દેશ આગળ રજુ ન કરે. મને જો મારો પક્ષ નાનો જણાય અને છતાં તમે મને કોંગ્રેસના માંચડાપર આવી બોલવા દો તો તમે મને કોંગ્રેસ છોડીને ચાલ્યો જતો નહીં જુઓ—ઉલટું મારા પક્ષને સબળ બનાવવા પ્રયત્ન કરતોજ જોશો. કાર્યક્રમની વિગતમાં હું જવા માગતો નથી, કારણ કે જે જે કલમોની ભલામણ કરેલ છે તે દરેકનાં કારણો કાર્યક્રમમાં આપેલ છે. ખિલાફતને જે અન્યાય થયો છે તે સંબંધી બે મત છેજ નહિ. જો મુસલમાનો ગમે તેટલા ભોગે પોતાના દીનની ઈજ્જત જાળવે નહિ તો તેઓ પોતાનાં માન આબરૂ જાળવી શકે નહિ અને પેગંબરનો ધર્મ માનનારા ગણાય નહિ. પંજાબ ઉપર ભારે [illegible]ભર્યો સિતમ ગુજર્યો છે. એક પણ પંજાબીને જે દિવસે પેટે ચાલવું પડયુ તે દિવસે આખા હિંદુસ્તાનને પેટે ચાલવું પડ્યું એમ સમજવું જોઇએ. અને તમે અને હું હિંદમૈયાનાં સાચાં સંતાનો હોઇએ તો આપણે આ અપમાન દૂર કરવાનું પણ લેવું જોઇએ. આ બે અન્યાયો દૂર કરવાને માટેજ આપણે કેટલાએ મહિનાઓ થયાં દેશ પરદેશમાં ચળવળ કરી રહ્યા છીએ. પણ આપણી ઇચ્છા પ્રમાણે આપણે સરકારને વાળી શકયા નથી. જે દેશે આ બે બાબતો ઉપર આટલો જુસ્સો અને લાગણીઓ બતાવી છે તે દેશ ક્રોધની ખાલી વરાળ કાઢીનેજ સંતોષ માની બેસી રહેશે? આપણા માનવંતા પ્રમુખ સાહેબે પોતાના ભાષણમાં પંજાબના અન્યાયોનું જે વિવેચન કર્યું છે તેનાથી વધારે આવેશ ભર્યું વર્ણન તમે કયાંઈ બીજે સાંભળ્યું નહિ હોય. જો કોંગ્રેસ

કચવાતા હાથોમાંથી ન્યાય પડાવી ન શકે, ગમે તેવી કિંમતી એક પણ ભેટ લોહીથી ખરડાએલા હાથમાંથી લીધા પહેલાં જો કૉંગ્રેસ ખરો પસ્તાવો કરાવી ન શકે તો કૉંગ્રેસની હસ્તીનો અને કૉંગ્રેસની ઈજ્જતનો શું અર્થ ? એટલા માટે મેં દેશ આગળ અસહકારની યોજના રજુ કરવાનું સાહસ કર્યું છે અને મારી ઘડેલી યોજના સિવાયની બીજી કોઈ પણ યોજના ના મંજુર કરવાને હું તમને કહું છું. તે યોજના મેં ઘડી છે માટે એમ હું નથી કહેતો પણ મેં જે અસહકારની યોજના રજુ કરી છે તેના કરતાં કોઈ બીજી યોજના વધારે સારી છે એમ પુખ્ત વિચાર પછી તમને ન લાગે તો એવી બીજી યોજના ના મંજુર કરવાને તમને કહું છું. જો મારી આ યોજનાને લોકો પૂરેપૂરી રીતે ઉપાડી લેશે તો મારી યોજનામાં કહી તે શરતો પ્રમાણે તમને એક વરસમાં સ્વરાજ્ય મળે એમ ફરી કહેવાને હું હિંમત કરૂંછું. ("સાંભળો, સાંભળો ") આ ગંજાવર સભાએ ઠરાવ પસાર કરીને બેસી રહેવાનું નથી પણ દેશની સ્થિતિ બરાબર લક્ષમાં રાખીને આ ઠરાવ આજ સભાએ દિવસે દિવસે તેમાં બતાવેલાં ક્રમ પ્રમાણે વધતાં વધતાં અમલમાં મુકવાનો છે. અસહકાર સિવાય એક બીજો માર્ગ પણ દેશ માટે હતો, અને તે તરવાર ખેંચવાનો. પણ હિંદુસ્તાનના હાથમાં તરવાર નથી અને તેની પાસે તરવાર હોત તો તેણે આ અસહકારની વાત કાને ધરી નહોત એ હું જાણું છું. પરંતુ હું તમને કહી દેવા માગું છું કે તમે કચવાતા હાથમાંથી ખુના મરકીને રસ્તે ન્યાય પડાવવા માગતા હો તો પણ તમારે બે વાત સિવાય ચાલે તેમ નથી--તાલીમ અને આપભોગ એ બેની તો જરૂર રહેશેજ. બંડખોરોએ લડાઈ

જીતી મેં જાણી નથી. પણ તાલીમ લીધેલ લશ્કર, જેનો દરેક માણસ પોતાની જગાએ રહી મરી શકે છે તેવાં લશ્કરો લડાઈ જીતે છે તે તમેય જાણોછો અને હુંય જાણુંછું. બ્રિટિશ સરકાર સામે, અંગ્રેજી પ્રજા સામે અથવા યૂરોપની એકત્ર થએલી સત્તા સામે તમારે રણસંગ્રામમાં ઉતરી પડવું હોય તો આપણે તાલિમ અને આપભોગમાં કેળવાવું પડશે. હું મારા દેશને એ સ્થિતિએ લાવવા ઇંતેજારછું. હું કબુલ કરૂંછું કે હું અધીરો થઈ ગયોછું. હું જાણુંછું કે આપણામાં બુદ્ધિની ખોટ નથી, પણ આપણામાં દેશને ખાતર આપ ભોગ આપવાનો અને તાલિમનો ઉત્સાહ નથી. આપણા કુટુંબ વ્યવહારમાં જેટલા આપ ભોગ અને તાલિમ છે તેટલાં ભાગ્યેજ કોઇ બીજી પ્રજામાં હશે. આ ભાવના પ્રજાકીય જીવનમાં ઉતારવાનું તમને કહેવા હું આવ્યોછું, એટલે કે દેશમાં પ્રજાકીય ભાવના ખરેખર ઉત્પન્ન થઈ છે કે નહિ, રાષ્ટ્રની યજ્ઞવેદી ઉપર પોતાનું ધન, પોતાનાં બાળકો અને પોતાનું સર્વસ્વ કુરબાન કરવાને દેશ તૈયાર છે કે નહિ તેનું પારખું જોવા હું અહીં આવ્યોછું, અને એ માટે હિંદુસ્તાનના એક છેડાથી બીજા છેડા સુધી મુસાફરી કરૂંછું. જો દેશ કાંઈ બાકી રાખ્યા સિવાય પોતાનું સર્વસ્વ કુરબાન કરવા તૈયાર હોય તો સ્વરાજ જોત જોતામાં અપાવવા તૈયાર છું. ( હર્ષના પોકારો ) દેશ આવશ્યક આપભોગ આપવાને તૈયાર છે ? રાજી છે ? શક્તિવાન છે ? પોતાના ખેતાબો અને ઑનરરી હોદ્દાઓ છોડી દેવાને ખેતાબધારીઓ અને દેશ તૈયાર છે ? મા બાપો દેશના હિતની લડતમાં પોતાનાં છોકરાંની પુસ્તકીયા કેળવણીનો ભોગ આપવા તૈયાર છે ? જે નિશાળો અને કૉલેજો

માત્ર સરકાર માટે. કારકુનો બનાવવાનાં કારખાનાં છે, તેમાં છોકરાં ન મોકલવાથી તેમની કેળવણી રઝળી પડશે, એમ જ્યાં સુધી મા બાપો માનતાં હોય ત્યાં સુધી હું કહું છું કે સ્વરાજ્ય અશક્ય છે. એક પ્રજા બીજી પ્રજાની તાબેદારીમાં રહીને એક હાથે તેની ભેટો સ્વીકારતી જાય અને બીજે હાથે, રાજ કરનારી પ્રજાએ નાખેલ બોજો અ ફગાવતી જાય, એ ન બની શકે. વિજેતાઓના તરફથી આવતી કોઈ પણ મહેરબાની જીતાએલી પ્રજાના કલ્યાણની ખાતર નહિ પણ રાજકર્તાઓનાજ લાભની ખાતર હોય છે એ વાત જે ક્ષણે કોઇ પણ પરાધીન પ્રજાને, એની મેળે સુઝી આવે છે તેજ ક્ષણે એ રાજકર્તા સાથેની દરેક મરજીઆત મદદની આપ–લે તે બંધ કરે છે. રાષ્ટ્રીય સ્વતંત્રતાની લડતમાં ફતેહ મેળવવાનો એજ મુખ્ય મંત્ર છે; પછી તે સ્વતંત્રતા સામ્રાજ્યમાંની હોય અથવા સામ્રાજ્ય બહારની હોય. હું ઇચ્છું છું કે મારા દેશભાઇઓ મારૂં કહેવું બરાબર સમજી લે. અને જો મારૂં કહેવું તમને માન્ય ન હોય તો જે ઠરાવ તમારી આગળ મૂકવાનું માન મને મળેલું છે તે ઠરાવ તમારે ઘણું કરીને નામંજુર કરવો પડશે. હિંદુ મુસલમાન વચ્ચેની એકતાને હું અસાધારણ મહત્ત્વની ગણું છું અને તે એકતા અને બ્રિટિશ સંબંધ એ બેમાંથી એક તમે મને પસંદ કરવાનું કહો તો હું એકતા પસંદ કરૂં અને એ સંબંધ જતો કરૂં. એક તરફ પંજાબની એટલે કે હિંદુસ્તાનની બેઇજ્જત અને બીજી તરફ થોડા વખત માટેની અનવસ્થા, ઉથલ પાથલ, મારાં છોકરાંની પુસ્તકીઆ કેળવણીની બરબાદી, કચેરીઓ બંધ થવાથી કચેરીમાં જવાને ટેવાયલાઓને થતી હાડમારી, કાયદા

